# मुक्तिफोजना सेनापति जनरल बुथनुं चरित्र वर्णन.



સંવત ૧૯૪૫—સને ૧૮૮૯

કિમ્મત ૧ આનો.

३८४९

# मुक्तिफोजना सेनापति जनरलबुध.



## भाग १

મારો જન્મ નોટીંગહામ ગામમાં સાઠ વરસ પહેલાં થયો હતો, મારાં મા બાપ ભારે ધર્મી હતાં એવો અભીમાન મારે કરવાનું ઠેકાણું નથી. મારો બાપ ઘણોજ ચંચળ માણસ હતો અને દોલત ભેગી કરવાનું તેનું મન હતું અને તેની જીંદગીનો ઘણો ખરો વખત તેણે ધન સંપાદન કરવામાં ગાળ્યો હતો. જ્યારે મારો જન્મ થયો ત્યારે તે એક ધનવાન માણસ ગણાતો હતો. આ પ્રમાણે તેની ચડતી કળામાં તે વધતો વધતો મોટો માતબર આશામી થયો. પછી તેના ઉપર અચાનક આફ્ત આવી. જેમાં તેને ભારે નુકશાન પહોચ્યું અને તેની સરૂ જીંદગીમાં જે તેણે મેળવ્યું હતું તે ગુમાવતાં તથા તે ઉપર અફ્સોસ કરતાં તેણે પોતાની જીંદગીનો આખરી વખત કાઢયો. ધર્મને માટે તેને વખત મળ્યો નહીં, જ્યારે તેનો અંતકાળ થયો ત્યારે મારી ઉમર ફ્કત તેરજ વરસની હતી. પાછળથી તે ઘણોજ કમજોર થઇ ગયો. દુનિયાંએ તેને કાંતી નાખ્યો. મને યાદ છે કે જ્યારે તેનું મોત આવ્યું ત્યારે તે તેના પિતરાઇ ભાઈ ઉપર પડયો કે જે મેથેડીસ્ટ પંથનો હતો. આ મેથેડીસ્ટ આવ્યો અને તેણે તેને ખ્રિસ્ત દેખાડયો; અને આ પાદરીએ તેને પ્રભુ ભોજન

કરાવ્યું તે મને એવું તો યાદ છે કે જાણે ગઇ કાલે એ બન્યું હોય. પોતે ઉત્તમ મંડળીનો માણુસ હોવાથી મારો બાપ જો કે અભીમાન કરતો હતો તથા તે શાંતિને ચહા- તો હતો અને હમેશાં પોતાનો મત તેના કહેવા પ્રમાણે તે ઉત્તમ ટોળીને માટે આપતો કે જેનો કરતા હરતા તે પો- તાનેજ સમજતો હતો તો પણુ ઓલીવર ક્રોમવેલ જેવા કોઈ માણુસ ઉઠવાની તે બહુ આતુરતા રાખતો હતો કે જે આવે અને પારલ્યામેન્ટને ઉથલ પાથલ કરી કોઇ સા- રસ રીતે બંદોબસ્ત કરે.

આ પ્રમાણે તે એક મજબુત મંડળીનો માણુસ હતો અને જ્યારે તેનું મરણુ આવી પહોચ્યું ત્યારે આ વિચારી મેથેડીસ્ટ પાદરી તેને આકાશ માર્ગ દેખાડવાને તથા પ્રભુ ભોજન કરાવવાને તેની પાશે હતો. પછી તેમણે એક 'ઇસુ મારા આત્માને ચહાય છે' એવી મતલબનું ગીત ગાયું અને પછી મારો પ્રિય બાપ પોતાને તારનારને સોંપી સ્વર્ગ વાશી થયો, મને આશા છે કે હું તેને આ- કાશમાં મળીશ.

મારી મા ઘણીજ નબળી તથા નમ્ર સ્વભાવની હ- તી. તેની આખી જીંદગી પરોપકાર કરવામાં ગઇ અને બીજાઓને માટે તે પોતાની ઇચ્છા જવા દેવાને ખુશી હતી. મેં કોઇ કોઇ વાર એમ કહ્યું છે કે જો કદી મને એવા માણુસની જરૂર પડી હોત કે જે કુદરતી પતનતા- ના મતને ખંડન કરે તો મને લાગેછે. એ કે દાખલાને માટે હું મારી માને પસંદ કરત, તે હમેશાં ગરીબ તથા શાં- ત્ત સ્વભાવની તથા પોતાની જાતને માટે પણુ તે થોડોજ વિચાર રાખે. મને એમ લાગે છે કે હું તેની પાછળ ગાં- ડો થઉં છું ( તાળીયો પડી. ) તમે ઠઠ્ઠા ભરેલાં વખાણ

કર્યા છતાં મારે કહેવું જોઇએ કે હજી પણ હું તો એમજ ધારૂં છું.

મારી પ્રેમી માતા વૃધાવસ્થામાં પહોંચી અને મારા બાપના ધનમાંથી જત જતાં પણ એટલું બાકી રહ્યું હતું કે ખાઇપીને પોતાની જીંદગી ગુજારવાને મારી માને માટે બસ હતું. હું ચર્ચ ઓફ ઇંગ્લાંડ મંડલીની કેળવણી પામ્યો હતો અને તેની પ્રાર્થનાઓમાં બરાબર હાજર રેહેતો હતો. પણ અફસોસ મારે કહેવું પડેછે કે ધર્મની વાતે મને શ્રેશો ફાયદો ત્યાંથી મળ્યો નથી. જે પ્રાર્થના અથવા સભાઓમાં હું હાજર થયો તેમાંની કોઇમાં કદી પણ મારા મનની નાડી જલદી જલદી ધડકવા લાગી હોય અથવા મને આત્માની ચણુગારી મળી હોય એવું મને યાદ નથી. તે દિવસોમાં મને સચેતીની જરૂર હતી. મારો ધર્મ જો કે લાભદાયક ના હોય તો પણ તે જીવવાળો હોવો જોઇ; એ એમ મને લાગ્યું; અને બીજા ઘણા લોકોની પેઠે હું મેથેડીસ્ટના દેવળમાં ભમતો ફર્યો. છોકરો તો હું હતો કારણ કે ત્યારે મારી ઉમર ફક્ત બારજ વરસની અને આ વખતે વ્યાજબી રીતે જેમ તમે ધારો તેમ ઉધમાટ કરનારો હતો. તો પણ આ વખતે જો હું આતવારને દિવસે એકજ વાર ગેરહાજર રહું તો મારૂ મન મને દોષીત ઠરાવતું હોય એમ લાગ્યું. પછી સોળ વરસની વયે મારૂં બદલાણ થયું. કોઇ ધર્મની ખાસ કોશીસ અથવા માણસની જોડે આ હાલતમાં હું ઉભો રહી શકયો નહીં. ખરૂં પુછો તો, મને ધર્મની જીંદગીને માટે કાંઇ પણ મદદ કદી મલી નહોતી. મારી પત્ની જોડે મારો મેળાપ થયો તે પહેલાં આત્મિક વાનાંમાં મારો કોઇ મદદગાર થયો હોય એવું મને યાદ નથી. મારા બારણામાં મને કોનું

ઇ હીંચકા નાંખે અથવા હલાવે તેને બદલે અસલથીજ મને મારા કામે હલાવી નાંખ્યો હતો અને કેટલીએક વાર તો મેં એવા હીંડોળા નાંખ્યા કર્યા કે આખરે મેં કેટલાક લોકોને હલાવી નાંખ્યા.

મારૂ બદલાણુ અથવા મુકિત થયા પછી તરતજ હું તરેહવાર માણુસ થયો. તે વખતે વળી ધર્મે પોતેજ પોતાનું અજાયબ અજવાળું મારા ઉપર પાડયું અને શરૂથીજ ધર્મના મુખ્ય ચાર તત્વો દેખાયાં અને તે વખતે પાછું વળીને જોતાં હું અચંબીત થયો તથા જોયું કે આ તત્વો કેવી રીતે મારી પાછળ પાછળ આવ્યાં અને આ વખત સુધી હું કેવી રીતે આ પાયા ઉપર આગળ વધતો ગયો છું.

પ્રથમ તો મેં મારી આસ પાસની દુનિયાં ઉપર નજર કરી અને જોયું કે તે ઇશ્વરની સાંમે કેવો બળવો મચાવી રહી છે; જો કે હુ છોકરવાદ હતો તોપણ મને હમેશાં એમ દેખાયું કે તેણે ઇશ્વરના મહીમાને ધુળ ભેગો કરી નાંખ્યો, તેને ધીકાર્યો, તેની નિંદા કરી તથા જયારે તે દુનિયામાં હતો ત્યારની માફક તેને તુછકારી નાંખ્યો. આ જોઈને મને તેના ઉપર પ્યાર આવ્યો અને મેં મારા મનમાં કહ્યું કે આ તેની સત્તાની સામેના બળવા સમવા જોઇએ. બીજું એકે મને સરૂથીજ ખરી વાતની સમજણ પડી, તે એ કે પરમેશ્વર જેને આ દુનિયામાં તથા આવતીમાં શીક્ષા કરવાની શકિત તથા સત્તાછે તેની સામે દગો કરવાથી મારી આસપાસના માણુસની હાલત કેવી ભયાનક છે તે મને જણાયું. તેથી મેં સ્પષ્ટ રીતે જોયું કે તેમના હાલના અને ભવિષ્યના દુઃખો ઇશ્વરની સામે દગો કરવાનું પરીણામ છે.

ત્રીજી વાત મેં એ જોઇ કે મોટા મનવાળા પર-

ઈશ્વરના દીલમાં કેવો અજાયબ ઉપાય તથા માણસોને માટે ખ્રિસ્તનું પુન છે. વિશ્વાસથી મેં કામ શરૂ કર્યું કે જો પુરૂષો તથા સ્ત્રીઓ માત્ર તાબે થાય તો ઇશુ ખ્રિસ્ત તેમને બચાવશે અને તેમને આ દુનિયામાં સુખી તથા ભલાં કર• શે અને તેમજ તેમને ધીરે ધીરે સ્વર્ગમાં લેઇ જશે.

ચોથી વાત મેં એ જોઇ કે મારે ભલો તથા પવિ• ત્ર છોકરો થવું જોઇએ અને મારાથી બની શકે તેટલું ક• રીને મારે લોકોને તારણને માટે ખ્રિસ્તની પાસે લાવવા જોઇએ. આ વખતથી મારી રાત દહાડાની કોશીશ તથા મજુરી લોકોને ફક્ત બહારનો ધર્મ દેખાડવાની નહોતી પણ અંદરની પવિત્રાઇ તથા છુટકારો જે તેમને અવસ્ય જરૂરનાં હતાં તે દેખાડવાની થઇ.

મને યાદ છે કે રાબટડેલ ઓવન નામના એક મંડ• ળીના ભકત અથવા નાસ્તિકની લખેલી ચોપડીએ મારા ઉપર ઘણી અસર કરી. આ લોકોને ઘણાં સારાં સારાં નામ હો• ય છે જેથી તે પોતાનું નાસ્તિકપણું ઢાંકવાને મથે છે. તેઓ પોતાને સંવાદીક કહે છે. પણ તેઓ ઘણું કરીને અધર્મી અને નાસ્તિક હોય છે. તેઓ કહે છે કે અમને માલુમ નથી કે કોઈ પરમેશ્વર છે કે નથી. જે માણસ ખાત્રીથી કહે કે પરમેશ્વર નથી તે મુર્ખ છે કારણ કે તે એમ શી રીતે કહી શકે! તેણે બધે ઠેકાણે જોયું નથી અને તેણે જ્યાં નહીં જોયું હોય ત્યાં પરમેશ્વર મળી આવે.

પણ હું તો આ માણસની ચોપડી વાંચવામાં પડ્યો. તેની મતલબ ખ્રિસ્તીઓ કેવા ખોટી બોલ્યા અને ખોટી ફો• ક' કરનારા લોક છે એ દેખાડવાની હતી. કેવા તેઓ બા• યબલની શીખામણ વિશ્વાશથી કબુલ કરે છે અને વિશ્વાસ ની પ્રમાણે ચાલતા નથી. ખરી રીતે તેણે અનંત થી•

ક્ષા વિશેના મતનો દાખલો લીધો. અને સદાકાળ જેનો અર્થ તેને માલુમ છે તેને દ્રષ્ટાંત આપીને દેખાડયું કે એક નાનું પ્રાણી છે. જે લાખો અને કરોડો ગઉ દુરના ગ્રહ-માંથી એક ફેરે એક રજ આ પૃથ્વી ઉપર લાવે છે. અને આ પ્રમાણે જ્યાં સુધી તે બધો ગૃહ આપણી પૃથ્વી ઉપર આવી જાય ત્યાં સુધી તેને એમ કર્યા કરવાનું છે. આ પ્રાણીને લાખો ગાઉ આવ જાવ કરવાનું છે અને તે-માં તેનાં વરસોનાં વરસો એક એક ફેરામાં વહી જાય છે અને આવા તેને લાખો ફેરા ફરવાના છે. હવે તે પુછેછે કે શું આ વખતનો અંત આવશે? હા, આવે પણ જે વખતમાં ખ્રિસ્તીઓ કહે છે કે નર્કમાં ગએલા માણસોને દુઃખ પડશે તેનો અંત કદી આવનાર નથી. હવે આ ચો-પડીનો લખનાર (નાસ્તીક) કહે છે કે જો તેઓ જે શી-ખાડે છે તે પોતે માનતા હોત તો તેમની સ્રીઓ પુરૂષો તથા છોકરાંને આ બળતી ભઠ્ઠીમાંથી કાઢવાને દમ લેવા-ની ફુરસદ સોધ્યા વગર, મનથી અને તનથી કામમાં વળગી પડેલા તમે તેમને જોત. શું તમે આ પ્રમાણે જુવો છો? આમાંનું કશુંએ નહીં. ખ્રિસ્તીઓ બધા મ-જામાં સુખી છે. તેઓ ખાય છે, પીએ છે, ઠઠા કરે છે અને આનંદ છે અને તેમની આસપાસના લોકને બચા-વવાનો યત્ન કર્યાવિના અથવા એક પણ આંશુ પાડયા વિના તેમને સીધા આ ભયાનક નર્કમાં જવા દે છે.

આ ચોપડી મેં વાંચી. અને મને શી અસર થઈ, તમે શું ધારો છો. મેં કહ્યું હા મારા ધણી. કેવી અફ-સોસની વાત છે કે મારી આસપાસ આવા બે ફીકર ખ્રિ-સ્તીઓ છે, પ્રભુ તું મને ફીકર મંદ કર. હું કામે લાગ્યો અને મારી જીંદગીમાં વાંચેલી ચોપડીઓમાંથી સૌથી

વધારે ફાયદો મને આ ચોપડીથી થશે. આ દિવસ પછી જ્યારે જ્યારે પરમેશ્વરના લોકોમાં મેં પરવાઇ જોઇ ત્યારે હું મારા ઇશ્વર પરના ભરોસામાં ડગ્યો નથી પણ ઉલટો ઇશુ ખ્રિસ્ત પરના પ્યારમાં વધતો ગયો છું. મેં મારા મનમાં હજારો ફેરા કહ્યું છે કે, અરે, મારા ખ્રિસ્ત, જો કોઇ પણ બીજો માણસ તારી પાછળ નહીં આવે અને સ્વાર્થી પણું નહીં મૂકે. જો કોઇ બીજો આફતની વખતે દુઃખમાં તારી મદદે ઊભો નહીં રહે તોપણ હું રહીશ, ઇશ્વર મારી મદદ કરો. તે દિવસથી આજ શુધી આ હેતુ પર હું આગલ ને આગળ વધ્યો છું. મને બચપણથી માલુમ પડ્યું કે બે જાતના ખ્રિસ્તી લોક હોય છે. પરમેશ્વરે મને આ સમજણ પાડી કારણ કે જેમ મેં કહ્યું છે તેમ મને શીખાડનાર બીજું કોઈ નહોતું. પહેલી જાતનું નામ તો હું ઇતિહાશીક અથવા પુત્તળીની જાત રાખું છું. આ જાતના લોક બાઇબલના ઇતિહાસની બહુ સંભાળ રાખેછે. અરે! તેઓ આ ઈતિહાસનો બચાવ કેવી રીતે કરે છે! જો તમે ઉત્પતીના પુસ્તકમાં જાવ તો એક મીનીટમાં તમે તેમને ત્યાં જોશો. જો બાયબલના એક કાના અથવા માત્રની દલીલ ચાલે તો તરતજ તેમાં કુદી પડવાને તૈયાર તમે જોશો- વિશ્વાસનામાં. ધર્મ સંસકારો, અને બહારની ક્રિયાઓ કરવાને તેઓ ઘણા શુરા અને વિરો ઉપદેશ કરે, ગીતો ગાય અને વાંચે પછી બસ થયું એમ સમજે. જેમ મેં કહ્યું તેમ તેઓ પુતળીઓ છે. તેમને દરેક સાંધો, નસ આંખ કાન દાંત વિગેરે છે પણ તેઓ લપેટેલાં તથા સણગારીને આથણું કરી રાખેલાં છે. તમામ કાયદા પણ અંદર જીવ નથી.

મેં બીજી જાતના ખ્રિસ્ત જોયા જેમને આ વાતો-

ની કાંઇ દરકાર નથી. તેમને તો ફ્કત જીવ જોઇતો હતો. તેઓ કહે છે કે મને એવો માણસ આપો કે તે જો લુલો લંગડો કાંણો આંધળો અથવા તેના માથા પર બાળ ના હોય તો ફીકર નહીં પણ તે પોતે જીવતો હોય. જો તેનામાં જીવ હોય તો તેજ માણસ પરમેશ્વર અમને આપો. બીજી જાતમાં હું દાખલ થયો અને જીવતો થયો. હવે જો તેઓ ઈબ્રાહીમ, ઇસહાક, યાકુબ વિષે ભુલ ખાય અથવા પાઉલની મુસાફરીઓ ઠીક ન સમજે તો તેને મોટી વાત માનતો નથી. જ્યાં સુધી તેઓ પરમેશ્વર પર પોતાના આખા મનથી અને તનથી પ્રીતિ કરે અને કહે કે ખ્રિસ્ત જેણે આપણે માટે જીવ આપ્યો તેને માટે કાંઈ પણ કરવું જોઇએ ત્યાં સુધી આવા માણસો મારે જોઈએ છે.

મારી આસપાસનો ખ્રિસ્તી ધર્મ જોઇને અસંતુષ્ટ થવાની મજબુત પરીક્ષામાં પડવાને લલચાયો પણ હું કામે લાગ્યો અને કામે મને બચાવ્યો અને બધા વખતમાં તેણે મને બચાવ્યો છે. જો તમે તમારા મનમાં ખ્રિસ્ત ઉપરની પ્રીતિ ગરમ રાખવા ચહાતા હો તો કામ સિવાય બીજી કોઇ પણ ચીજથી એ થવાનું નથી. મીડેની અને હું સ્વર્ગવાસી થઈશુ તે પહેલાં મને આશા છે કે મુક્તિફોજ એવા મજબુત પાયા પર આવશે કે જે ખરાબ બાઇડી આતરવારની સાંજે મુક્તિ પામશે તેને બરાબર કામ મળશે, અને બીજે દિવસ સાંજે તે પોતાનું કામ ચાલતું કરશે. અજાયબ જેવી વાત છે કે જે કામમાં હું સામેલ થયો તેમાં મુક્તિફોજના બધાં મુખ્ય તત્વો રહેલાં હતાં. હું ઘણોજ માંદો થઇ ગયો, મરવાની તૈયારીમાં હતો તેમાંથી હું કેવી રીતે બચ્યો અને મારા

ગામના હલકા લોકોમાં કામ કરવા લાગ્યો અને ત્યાં કેટ-લાંક ભૂખે મરતાં ગરીબ ઠેકાણું હતાં આ વાત કહેવામાં હું તમને થકાવી નાંખવા ચહાતો નથી.

હું આગેવાન હતો હું હમેશાં કપતાન ગણાતો, મને માલુમ નથી કે એ કેમ થતું હતું કાંઇ કારણ તો હશે મને માલુમ છે કે મારા બચપણામાં જે જે રમતો રમાતી હતી તેમાં મને કપતાન અથવા આગેવાન બનાવતાં હતાં. હું આ કામમાં કપતાન થયો. અમે દરરોજ સાંજે ગરીબ લોકોમાં જતા, સભાઓ કરતા, અને ઘરમાં પ્રાર્થના કર્યા પછી ઉપદેશ કરવાને જતા હતા. અમને સઘળી વાતે સગવડી નહોતી. અગવડી સુધી મને એક ખ્રિસ્તીનું મરણ યાદ છે. તેને દાટવાનો બંદોબસ્ત અમે કીધો, જમીનપર બરફ ખુબ પડયો હતો, તેની પેટી બહાર કાઢી તથા તેની આસપાસ ગાતાં ગાતાં કબર સુધી લેઇ ગયા અમે આગળથી પાદરીની જોડે ઠરાવ કર્યો હતો કે જ્યારે તે પોતાની ક્રિયા કરી રેહે ત્યારે પાછળથી અમને પણ વખત આપે. અમે કબરની ઉપર ગીત ગાયાં તથા ભેગા થએલા લોકોને વાત કરી આ રાત પછી હરરોજ રાતે કામ જારી રાખ્યું અને અમારી અકકલ જે કાંઇ હતી તે ખર્ચી. તે વખતે એક મરદ જેવી સ્ત્રી હતી અને ઘણીક વાતે તે મરદથી પણ ચઢે એવી હતી અમારા લોકોને અમે જલદીથી ગામોમા કામ કરવા મોકલ્યા અને આ પ્રમાણે એક.

## નાનકડી મુક્તિ ફોજ થઈ.

વખત ગુજરતો ગયો અને હવે મારે બીજાઓની સાથે ઉપદેશ કરવાનું કામ શીખવાનું થયું તે દિવસોનો મને બહુ અફસોસ છે કે મારે નમુના પ્રમાણે ઉપદેશ કરવાનું

કામ શીખવું પડયું હતું. પછી ઓગણીસ વર્ષની ઉમરે મારા પાદરીએ મને પાદરી પદ કરવાને પુછયું. તે વખતે હું ઘણો મજબુત નહોતો. મારો પાદરી મોટો કાયદા ભકત હતો વાડીના રોપા તથા દીવાલો તપાસવાને તે ઘણો હુંશીઆર હતો અને મેં બહારના ગરીબ અભાગ્યા લોકોની ખબર લેવાની ઠરાવી. અને તેણે તેમને બાયબલ તથા ઇશ્વર વિદ્યા શીખાડવાનું રાખ્યું મારા ઉપર તે મોહિત થયો અને મને પાદરી કરવાને તેણે ઘણી આતુરતા દેખાડી આખરે મારી તન દુરસ્તી ઠીક નથી એ ઉપાય મેં કાઢયો પણ તેણે કહ્યું ' દાકતર પાસે જાઓ. ' તેટલા માટે હું તેના પોતાના દાકતર પાસે ગયો જેણે મને ઉપર નીચે જોયો મારી છાતી ઠોકી જોઈ, નાડી તપાસી, વાત કરાવી અને પોતાનો મત આપ્યો કે હું હવે બાર મહીના કાઢવાનો નથી. ઉપદેશક થવાને મારું કાંઠું નથી અને જો હું થઇશ તો મારે આપઘાત કરવો પડશે અને તેનો જવાબ દેવાને ઇશ્વરના સિંહાશન પાસે જવું પડશે. તેણે મને કેટલીક શકત વાતો સંભળાવી. જયારે તે વાત કરી રહયો ત્યારે મેં તેને વિનંતી કરીને કહ્યું કે આવો મત આપશો માં. કારણ કે મારી જીંદગીની આશાઓનું મુળ એ છે કે હું મારી બધી શકિતઓ તથા વખત પાપીઓના દોસ્તને જાહેર કરવામાં ગુજારૂ. તેથી તેણે કહ્યું કે તમે એક વરસ રાહ જુઓ તો સારૂ. આ ઉપરથી મારે એક વરસ રાહ જોવાની તથા બીજે વરસે પાછું આવવાનું થયું.

મારો નિગેહબાન પાદરી કાનફ્રન્સ એટલે પાદરીઓની સંવાદીક સભામાં ગયો હતો. ત્યાં કોઇ વાતની ચર્ચા ચાલી જેમાં તેનો ભાગ હતો. પરિણામે તેને મેથેડીસ્ટપણામાંથી કાઢી નાંખ્યો. હું પણ લંડન ગયો અને મેથેડીસ્ટપણામાં

થી બહાર નીકળ્યો. મેં આ પ્રમાણે કેમ કરયું એ વાત બહુ મજાની છે પણ તે કહેવાને હું બોલી શકતો નથી. ચર્ચ ઊપદેશકો કેવા જોઇએ તે વાત છડી હતી પણ મારે મનતો કોડીનીએ નહીં હું તો એવી વાત કાઢવાની અથવા રીત સ્થાપવાની ઉમેદ રાખતો હતો કે જેથી હરએક માણુસ જઇ શકે, લોકોને બચાવે અને પવિત્રાઇનો પ્રચાર કરે. હું ધારતો હતો કે આ ચરચામાં આવું કાંઇ થશે અને તેથી આમાં હું ભળ્યો તથા પહેલાંની મંડળી જેમાં હું હતો તે મૂકી દીધી હતી.

હીંયાં પણ હુ સપાટ દુનિયાંપર પછડાયો. આથી મને બહું દુઃખ થયું કારણ હું જરેજર મેથેડીસ્ટ માનતો હતો. મારે મનતો એક પરમેશ્વર અને તેનો પેગમ્બર જોન વેસલી! આ વાડાની બહારના લોકોની મને દયા આવતી હતી. અને આકાશના રાજમાંથી હાંકી કાઢેલા જેવા લગભગ હું તેમને જાણતો હતો.

આ ચર્ચમાં વળી બીજા કેટલાએક લોકો જુદા થયા અને એક નવી મંડળી ઉભી થઇ એક સવારે એક સાહેબ મારી પાસે આવ્યો અને કહ્યું અમારા ઉપદેશક થવાને અમે તમને પસંદ કરીએ છીએ. તમારે કેટલું ખરચ જોઇશે. અમે ગરીબ છીએ;' તે વખતે હું કમાતો હતો. પણ મેં કહ્યું 'મને હીસાબ કરી જોવા દો (ખાવાનું આટલું ફલાણુ ફલાણુ વિગરે) પછી મેં કહ્યું દર અઠવાડીએ છ રૂપીઆમાં હું ચલાવીશ.' તે માણસે જવાબ દીધો 'ઠીક તારે' દર અઠવાડીએ દશ રૂપીઆ હું તમને મારી ગાંઠના આપીશ.' મે કહ્યું 'બહુ સારૂ' અને વાતનો ફેસલો થયો.

ત્રીસ વરષ પહેલાં આશરે આજ દિવસે એમ થ-

યું કે મેં કામકાજ છોડયું અને મુક્તિનો ઉપદેશક થયો પણ આ સબંધ ઝાઝા દહાડા ટકયો નહીં હું જલદીથી ઉબેડાઇ ગયો કારણ મને માલુમ પડયું કે આ લોકો બધાએ ઉપદેશકો અને બધાએ પાદરી એવું માને છે અને તેમાં એકએમાં મારી કદર થતી નથી.

હવે કેમ કરવું? મેં મારી આસપાસ જોયું અને કેટલાએક દોસ્તોએ કહ્યું કે મંડળીવાળા લોકો છે તમે ત્યાં જાવ, તમને ત્યાં જગા મળશે. તેઓ તમને સ્વીકારશે અને તમારા મનની મરજી પ્રમાણે તમને મુક્તિ જાહેર કરવાની વગ મળશે આ બાબત સુધીતો હું એમ ધારતો હતો કે મને મારી ખરી અને મુલ્યવાન મેથેડીસ્ટ મંડલી મૂકીને જવા દે એવી ભયંકર વાત સંભવીત નથી! મને જવાદે તો કેટલી મુંબાઇ થાય! પણ કોઇએ મને બોલાવ્યો નહીં. ક્રોસલી અથવા ડેનીની માફક જો હું કોઇ ધનવાન માણસનો છોકરો હોત તો તેઓ મારી પાછળ દોડત. સાફ વાત તો એકે હું ધનવાનનો છોકરો નહોતો તેથી તેઓએ પરવા ના કરી. અરે! મારા પ્રભુ અમને માણસોની સંભાળ લેવાનું તથા કદર કરવાનું શીખાડ!

તેમણે મને જવા દીધો અને હું મંડળીવાળો થયો. પણ મારે દોસ્ત નહોતા. કેમ કરવું. કેટલાએક માણસોએ કહ્યું કે તમે ડાકટર કેમ્પબેલ પાસે જાવ. તે દિવસોમાં આ ડાકટર કેમ્પબેલ આ મંડળીમાં મૂખ્ય માણસ હતો. તે એક વર્તમાનપત્ર તથા બે ત્રણ માસીક ચોપાનીયાંનો અધીપતિ તથા શરિરે તે બરાબર નવાબ સાહેબ હતો કોઇક માણસ કહેતો હતો કે તે ઘણો કામગરો છે; તમારી જોડે તે આગલી કોટડીમાં જરા વાત કરશે અને કેહેશે સલામ.

જતાં જતાં મને આ વાતો યાદ આવી કારણ કે એક વખત પહેલાં હું તેને ઘેર દાંત કઢાવવાને ગયો હતો. મેં જઇને બારણું ઠોકયું અને દાકતરે આવીને આગલી કોટડીમાં મારી જોડે વાત કરી, ચસ્માં પેહેરેલી આંખે તેણે કેવી રીતે મારી તરફ જોયું તે મને યાદછે. અચકાતે અચકાતે મેં મારી વાત કહેવા માંડી, તે મને પોતાની લખવાની કોટડીમાં લેઇ ગયો, પોતે આરામ ખુરશીપર બેઠો અને કહ્યું કે તારી વાત હવે કહે. મેં તેને તે કહી, પછી તે બોલ્યો, હું તને ચહું છું અને તારી મદદ કરીશ. તું અમારા કામમાં ઠીક પડીશ. પણ મેં કહ્યું ડાકટર, હું કાલવીનીસ્ટ મંડળીનો નથી. પરમેશ્વરનો પ્યાર બધાં ઉપર છે અને દરેક આદમીને માટે ઈસુ મરણ પામ્યો એમ હું માનું છે. જે ધર્મ દરેક માણસને તક આપે છે તે સિવાય બીજો ધર્મ હું પ્રચારી શકતો નથી. તેણે કહ્યું જાઓ અને તમારૂં બાયબલ વાંચો. અને તેમાંથી જે તમોને આખરે માલુમ પડે તે બહાર જાઓ અને તમારા આખા બળથી ફેલાવો.

ધડકતે હયે હું ઘેર ગયો. પણ મેથેડીસ્ટ પંથ દરેક બાજુએ હતો. મેથોડીસ્ટના દેવળ અથવા માણસ તરફ મારા મનમાં નિસાસો નાખ્યા શિવાય હું જોઇ શકતો નહોતો. મેથોડીસ્ટ મંડળીમાંથી નિકળવાથી હું બહુ દુઃખી હતો. પણ હું મારે આગળ વધ્યો. પરિક્ષામાં પાસ થયો, તથા કમીટીએ મને પાઠશાળામાં મોકલવાનું ઠરાવ્યું. જ્યારે છેલ્લી પરિક્ષા થઈ ત્યારે સત્તાવાળાઓએ એક પાઠશાળાના ડાકટર સ્મીથને ખબર કરી. જે મારી પાસે આવ્યો અને કહ્યું, જુવાન માણસ, જો કે તું અમારી મંડળીનો નથી અને અમારા મતોના વિરૂધ પક્ષમાંનો છે

પણ હવે અમે તને પાસ કર્યો છે. તારે સમજવું જો-ઇએ કે, જ્યારે પાઠસાળામાંથી બહાર નિકળું ત્યારે તારે પણ તારણ વિસે અમારા જેવાં મત ધરાવવાં જોઇએ, તેણે મને બે ચોપડીઓ વાંચવાની ભલામણ કરી. એ-કનું નામ "બુથનું કૃપાનું રાજ" (મારી ચોપડી ના. સ-મજતા) પણ એક ઇબ્રાહીમ બુથની લખેલી, અને બી-જીનું નામ 'ઇશ્વરી અખત્યાર' જે પેહેલાની લખેલી હ-તી. મેં બુથનું કૃપાનું રાજ નામની ચોપડી મેળવી તથા મહી શું છે તે જોવાને લેઇ ઘેર ગયો. થોડાંક પાનાં વાં-ચ્યાં, પછી મેં તેને સામી દિવાલપર પટકી દીધી- અને કમીટીને લખ્યું કે આખી દુનિયામાં બધાં સ્વતંત્ર સિં-હાસનો મને મળે તેને માટે હું મારો મત ફેરવવાનો નથી.

બીજી એકવાર હું હવે વિખુટો પડયો. હવે મારે કેમ કરવું. જ્યારે મેં આ પ્રમાણે સોધમાં ફરવા માંડયું ત્યારે મારી પાશે થોડા પૈસા બચેલા હતા. પણ મને બ-રાબર યાદ છે કે મારી છેલી પાવલી મેં આગલે દિવસે એક બીચારી ક્ષય રોગથી મરતી છોડીને આપી દીધી હ-તી. હવે કીએ રસ્તે ચઢવું તેની મને ખબર નથી. પણ મારા મનમાં શાંત્તિ હતી. આ પછી થોડે દિવસે વેસ-લીયન મંડળીનો જે ભાગ જુદો પડયો હતો તેમની તરફ-થી મને નોતરૂં આવ્યું કે આવીને અમારા ઉપદેશક થા-ઓ. અને ચૌદ દિવસ તો થયા નહોતા એટલામાં હું બધા પરગણાના ઉપદેશકોનો ઉપરી થયો, જેમાં સતર દેવલો, સતાવીશ ઉપદેશકો અને છશેં સાતસેં મંડલીનાં માણુસો હતાં. આકસની બહાર માણુસ જેટલો ખુશી થ-ઇ શકે તેટલો હું ખુશી થયો. લીંકન તાલુકાના સ્પાલ્

ડીંગ ગામમાં આ બન્યું. હું ત્યાં અરાઢ મહિના રહયો અને સુખ સંતોષથી મારી જીંદગીમાં આ દિવસો મેં ઘણીખુશીમાં ગાળ્યા. પરમેશ્વરનો ઘણો આશીરવાદ મારા ઉપર આવ્યો અને ઘણાના આત્માઓનું કલ્યાણ મારા વડે થયું.

લોકો મને બહુ ચહાતા હતા. અને જે તમને ચાહે તેઓને તમે પ્યાર કર્યાવિના રહી શકતા નથી. આ મંડળીના મુખીઓએ એવો ઠરાવ કરયો હતો કે મારે ત્યાંજ રહેવું જોઇએ, ત્યાંજ પરણવું જોઇએ, ત્યાંજ મારૂ કુટંબ જોઇએ; ત્યાંજ મરવું જોઇએ. દટાવવું જોઇએ અને છેલે દહાડે સવારે ત્યાંથીજ પાછા ઊઠવું જોઇએ.

પણ બંદોબસ્ત ઘણો કાચો હતો, હવે તમે જુઓ, મને આમ કહેવાથી આબરૂ મળતી નથી. અને હમેશાં એક ઠેકાણે ફળદાયક કામ કરવાની મારી ઘણી ઇચ્છા હતી. આટલા બધા ઉપદેશક કર્યા અથવા આટલી બધી ચોપડીઓ વહેંચી, માત્ર એથીજ મને સંતોષ નહોતો. જો મેં ઇંડાં મુકયાં તો મારે તે એવાં જોઇએ કે તેમાં જીવ હોય, બચ્ચાં નિકળે અને તેમનો વખત આવે ત્યારે તે પાછાં ઇંડાં મૂકે. આટલા માટે મારે પકકા બંદોબસ્તની જરૂર હતી.

મેં સાંભળ્યું કે મેથેડીસ્ટની નવી ટોળી લનડનમાં આવે છે, તેમાંના એક મુખ્ય માણસને હું મળ્યો અને તેણે મને પેલી જુની વાત કહી એટલે આવો અમે તમને દાખલ કરીશું; અમે તમને ચાહીએ છીએ. આ પ્રમાણે ઘણી ઉદારતાથી તેમણે મને કબુલ કર્યો. અને મારી આશાઓ પુરી થાય તે કરતાં પણ મને વધારે હક આપ્યા. આ ઉપરથી હું લંડન આવ્યો અને અ—

ભ્યાસ કરવા બેઠો એ માટે કે મારા ખજાનાયાંથી જેમ તેઓએ મૂકી હોય તેમ નવી અને જુની વાતો ભલી રીતે બહાર કાઢી શકું. પણ દહોડ ,મહીંનો તો થયો નહીં એટલામાં લંડનની પુર્વમાં એક મોટો સુધારો થયો હતો તેમાં હું મસગુલ થઈ ગયો.

પાદરીઓની સભા થઇ, મને કબુલ કર્યો અને લંડનમાં પાદરી તરીકે મારી નીમણુંક થઇ. અહીંયા મને પુરા બે મહીનાતો થયા નહીં એટલામાં ગરનશી બેટમાં જવાનું મને નોતરૂં આવ્યું. અને હું સભાઓ કરવાને માટે નીકળી ચાલ્યો. ડુબી ગએલા ઉંદર જેવો હું વહાણુમાંથી ઉતર્યો અને કામે વળગ્યો. કામે વળગ્યો અને ચાર દિવસ તો થયા નહીં એટલામાં આખા બેટના રેવાસીઓ મુકિતને માટે હાલી ઉઠયા. કારણ કે સોમવારની રાત્રે તો એમ કહેવાયું કે જે લોકો પોતાના આત્મા વીશે સાવચેત થયા તે બસેં કરતાં ઓછા નથી.

લંડનમાં સ્થીર થઈ રહ્યા પછી ફરી એક વાર સભાના પ્રમુખ્ય તરફથી બે અથવા ત્રણ અઠવાડીયામાં મુસાફરી કરવાને સ્ટાફર્ડ પરગણામાંથી મને તેડું આવ્યું. હું લેંગટન, બર્સલેમ. હેનલી. ન્યુકેસલ, સ્ટ્રોક અને બીજાં ગામોની ભેટ કરતો કરતો ગયો, અને સાત અઠવાડીઆમાં બારસેં કરતાં વધારે માણસોએ કબુલ કર્યું કે અમને મુકિત મળી છે.

સભા પાછી ભેગી થઈ અને નવી ટોળીમાં મંડળીક તરીકે મને ઠરાવ્યો. કારણ કે બે વરસ સુધી ઈંગ્લાંડમાં મેં ચારે બાજુએ મુસાફરી કરી હતી. અને તે દરમીઆનમાં મુખ્ય ગામોમાં તથા હજારો અને લાખો લોકોને ખ્રિસ્તની પાસે આવતા જોયા હતા. આ પછી મારી

જીંદગીમાં એક બીજી બીના બની. આ મારી નોકરીના એક વરસની અંતે મેં લગ્ન કર્યાં. આ મારી તવારીખમાં જાણવા જોગ દિવસ થયો. મારી જન્મગાંઠનો દિવસ તેજ. વળી લગ્નગાંઠનો દિવસ થયો. પહેલાં તો આ મારો કુદરતી જન્મ દિવસ હતો. પછી એજ દિવસે મેં દુનિયાઇ કામ છોડયું તથા ખ્રિસ્તની સુવાર્તા પ્રગટ કરવામાં મારી જીંદગીનો બાકીનો વખત કહાડવાનું નક્કી કર્યું અને ત્રીજી વાત એ છે કે સાડત્રીસ વર્ષ ઉપર એજ દિવસે હું મારી હાલની પત્નિ ઉપર મોહીત થયો.

અમે પેહેલાં મળ્યાં ત્યારે સિંહાસન ઉપરથી મારો કરેલો ઉપદેશ તેણે સાંભળ્યો હતો અને કુટંબી ટોળીમાં મેં તને વાત કરતાં જોઇ હતી. મને સિંહાસન પર જોઇ તે પ્રસન થઇ અને તેને ઘર કુટુંબમાં જોઇ હું પ્રસન્ન થઇ ગયો. પેહેલાં તો અમે એક બીજાથી બહુ દુર હતાં. હું તો સિંહાશન પર અને તે સામે ખુરશીમાં. પણ પછી ।। તો જલદી ગળાય એવાં પાસે પાસે થયાં. કોટડીમાં એક બાજુ હું અને બીજી બાજુ તે હતી.

એજ સાંજે એક સભામાં અમે એક બીજાને મળ્યા અને મેં ઘણી ખુસીથી તેનું ઘર જોવા જવાની તસ્દી કબુલ કરી. તેને ઘેર જતાં રસ્તામાં મને તેના ઉપર ઘણો પ્યાર આવ્યો અને મને લાગે છે કે તે આરસપરસ લાગતો હતો. આમાંથી લગ્નનો બંદોબસ્ત થયો જેમ મેં લખ્યું છે તેમ અમે ત્રણ વરષ સુધી કોશીશ કરી અને અમારે માટે ઠેકાણું મેળવ્યું. પણ ઠીક પ્રસંગ મળતાં સુધી અમે રાહ જોયાં કરી અને એવો વખત આવ્યો કે પરવર દીગારે પ્રતીયક્ષ રીતે દેખાડી દીધું કે આ વ-

ખત છે જેમાં લગ્ન થવાં જોઇએ. જ્યારે હું પેહેલે ફેરે મારી સ્ત્રીને મલ્યો ત્યારે કેવા કેવા ગુણવાળી સ્ત્રી મને મળે તો હું પરણું એ વિસે મને ઘણા વિચાર હતા હું ધારૂં છું કે હરેક અક્કલમંદ પુરૂષ અથવા સ્ત્રીને આવા વિચાર હોય છે. છગુણી સ્ત્રી મેં પસંદ કરવાનું ધારયું હતું આ- માં ત્રણ તો અવસ્ય જોઈએ. પેહેલો ગુણ એ કે જે સ્ત્રી મારી વહું થાય તે આતુર કલ્યાણીક અથવા કલ્યાણ ક- રે એવા સ્વભાવની હોવી જોઇએ ટુકામાં તે ઘણી આતુર હોવી જોઇએ, નહી તો મારે ને તેને શો સબંધ. હું હ મેશાં આતુરતા પ્રસન કરતો હતો, ઇસુ ખ્રિસ્ત હું ધારૂં છું કે આતુર હતો. આકાશના બધા દુતો આતુરતાથી ભ રેલા છે. ધર્મને માટે મરનારા ભકતો આતુર હતા. બધા ભલા માણસો જેમની જોડે પરમેશ્વરના કામમાં મારો મે ળાપ હતો તેઓ આતુર હતા. હું ધારતો હતો કે ધર્મના વિષયમાં મારી સ્ત્રીના વિચાર મારા જેવા જોઇએ તથા જેમ મને લાગે તેમ તેને પણ લાગવું જોઇએ.

તે પરેઝગાર હોવી જોઇએ, એ માટે કે ખાતી વે- ળા મારે કાંઇ પંચાત ના થાય. દારૂ મારી નજરમાં શ્રા- પ હતો. હું જ્યારે છ વર્સનો હતો ત્યારથી મેં પરેઝગારી કબુલ કરી હતી. જો કોઇ નવા સિપાઇઓમાં લડાઇ થાય તો સોળને ઠેકાણે મને છ વર્સનાને જલદીથી ઓઢવી દે. છ વર્સની ઉમરથી પરેઝગાર મેં ધાર્યું કે જો દારૂ મારી નજરમાં શ્રાપ પાત્ર છે તો તે મારી સ્ત્રીની તથા બાળકોની ( જો પરમેશ્વર આપે તો ) નજરમાં પણ એ- બોજ હોવો જોઇએ.

એક બીજી વાત હતી. તે સાથી અથવા દોસ્ત હોવી

હોવી જોઈએ. એ માટે કે અક્કલ ભરેલી વાતો કરવાને મારે ઘર મૂકીને બહાર નિકળવું ન પડે. મારે એવી બા યડી જોઇએ કે જે મારી વાતો સમજે, એવી બાયડી કે જેની જોડે હું સંવાદ કરૂં અને આ પ્રમાણે સંવાદમાં મને મજા પડે.

પણ હવે હું એમ કહી શકું છું કે દરેક શંકટના સમયમાં તે મને સુખદાતા માલુમ પડી છે. મારે માથે સતાવણીના મોજા તથા દુ:ખના માહાસાગર પડેલા છે. મારી જીંદગી જારી સતાવણીઓ, ઝગડા, તથા મુસ્કેલી ઓમાં ગઇ છે. મને એક દિવસ વિચાર આવ્યો કે એવા કેટલા થોડા કલાક ગયા હશે કે જેમાં મારે માથે દુ:ખનાં વાદળાં અંધરાએલાં નહીં હોય. અને હવે જ્યારે સભાઓ થાય છે ત્યારે મારી આસપાસના કેટલાએક લોકોને હું કહું છું કે આકાશના રાજની બહાર હવે મને આનંદ થતો નથી. જુઓ સાંભળો, આપણી આસપાસ કાંઇક સેતાન હશે. અને એમજ થયું છે.

પણ આ ઝગડાઓની અંદર મને મારી પ્યારી પ્રિયાના હર્ષભૂખ્યા ચહેરાથી સુખ મળ્યું છે. તે ફકત સુખ દાતાજ થઇ એમ નહીં પણ વળી સલાહકાર થઇ છે. તેનાં ડહાપણ ભરેલાં વેણ મારે ખુટયાં નથી. મારૂં જોર પ્રેરણા તથા બીજી ઘણી વાતો તે થઇ પડી છે. સાચુ પુછો તો સરૂથી અત્યાર સુધી પરમેશ્વરે તેની અપાર મોટી મહેરબાનીથી આર્શીવાદ આપી અમ બંનેને એક કર્યાં છે. આ વિશ્વાસ તથા પ્રાર્થના અને વેદી ઉપર ઇશ્વરને અર્પણ કરેલા તથા મારા માનવા પ્રમાણે ઇસુ ખ્રિસ્તના લોહીથી છંટાએલા સંયોગનું પ્રતિફળ એ થયું છે

ખુદ દુનિયાંના હાલના લોકોએ મહાભારથ ફાયદા ઉઠાવ્યા છે અને તેમનાં છોકરાં વળી ફાયદા ઉઠાવવાનાં છે.

માગ ઈતિહાસનો જે ભાગ તમારા હાથમાં છે તે ભાગ સુધી આવતાં પહેલાંનો મારો ઇતિહાસ હું સંક્ષેપ કરી નાંખું છું.

અમે આસપાસ મુસાફરીઓ કરી તથા બે વરષ સુધી રાજનાં મોટાં મોટાં ગામોની ભેટ કરતાં અગારૂં કામ ચલાવ્યા કર્યું. અમે જોડે જોડે એક ગામથી બીજે ગામ જતાં હતાં, પછીથી પાદરીઓની સભા વચમાં પડી તેણે મને આ મંડળીક કામમાંથી કાઢયો અને ચારો ખાવાને મોકલી દીધો. આ કામ ચાર વરષ સુધી જારી રાખ્યા પછી મેં મંડળીક કામને માટે ફરી અરજી કરી. સભાએ મને ના પાડી અને તેથી કોમળ સ્ત્રી તથા ચાર નાનાં છોકરાંને લેઇને હું નિકળ્યો. મારા દોસ્તદારો જેમની અંદર હું ધારતો હતો કે મારા ધણીનું કામ હું ભલી રીતે કરીશ તથા તેમાંના ઘણાઓના આત્માનું કલ્યાણ મારા વડે થશે તેમને મૂકયાં. અમે ભેગાં નિકળ્યાં પણ જાણતાં નહોતાં કે કયાં જઇએ છીએ અમને કોઇ એવો માણસ માલુમ નહોતો કે જે અમને એક આઠ આના પણ આપે. અમારા એક માબાપને ઘેર અમે પાછાં ગયાં અને પછી પરમેશ્વર, પરમેશ્વર, કરી બેઠાં. પંદર દિવસતો થયા નહોતા એટલામાં અમને કાર્નવાલમાં કામ મળ્યું, ત્યાં એક મોટો સુધારો ચાલતો હતો જેવો કદી પહેલાં ત્યાં થયો નથી. અમે અઢી વર્ષ ત્યાં રહ્યાં અને તે વખતમાં ઓછામાં ઓછા સાત હજાર માણસોએ કબુલ કર્યું કે અમારાં પાપ માફ થયાં છે. આમાંથી કેટલાક હજાર તો મંડળીઓમાં

દાખલ થયાં. મુલકમાં મુસાફરી કરી અને અમે લંડનમાં આવ્યાં અને ત્યાંજ રહેવાનું ઠરાવ્યું. આ પ્રમાણે જયારે અમે રાજનગરમાં રહેતાં હતાં ત્યારે મારૂં મન લડનની પુર્વ હદમાં જે ફેરફાર થતો હતો તેમાં લાગ્યું. આ પછી એક જુના તંબુમાં મુક્તિ ફોજનો જન્મ થયો, અને પછી નાચ ઘર થયાં. તેમાંથી જબર, અસરકારક ખાતું સ્થાપીત થઇ નીકળ્યું અને તમે બધાને થોડું અથવા ઘણું માલુંમ પડયું તે તેના જન્મથી આજસુધી એજ પ્રમાણે ચાલ્યું આવ્યું છે. આ તમારે માટે તાજુબ કરે એવી મોટી અજાયબ મુક્તિફોજ છે. ઘણી મુશકલીઓમાં પડયા વિના આ કામ થયું નથી. અમારા ઉપર જુલમ થયા, અમારી વાતોને બદલી બીજા રૂપમાં લોકોને બતલાવી, તથા અમારી નીંદા કરાઇ છે. અમારા નામની આબરૂ લેવાને અદેખા જેટલી યુક્તિઓ ગળે તેટલી બધી લગભગ કરી ચુકયા છે. ખાસ રીતે ખુદ મારા નામની બે ઈજત કરવાને કોશીશ કરી છે. કારણ સાધારણ રીતે દુનિઆં કહે છે કે "હજી બુથની મડમને તો સહન કરીએ પણ આ જનરલ બુથને તો ગરદન મારો. જીવતો રહેવા એ લાયક નથી. બીજાને માંદા પાડે એવો એ ખરાબ માણસ છે. અમારે એ ના જોઇએ." આટલું થયા છતાં પણ પરમેશ્વરની મેહેરબાનીથી હું આ બધાની વચમાં જીવતો રહી શકયો છું.

હજી સુધી પણ લોકમાં વિચાર ફેલાએલો છે કે મેં મારી જાતને તથા કુટુંબને માતબર કર્યાં છે. અને આ વાત ખોટી પાડવાને મેં કોઇ કોઇવાર યત્નો કર્યાં છે. પણ મારા દોસ્તો જેઓ મારી આસપાસ છે, જેઓ તેમની

જાતે મારા કામથી વાકીફ થયા છે, જે આજે મારી બા- જુ પર છે અને જેઓ મુક્તિફોજને- મદદ કરે છે તેઓ આ પ્રમાણે કરવાથી મારી ચાલને મંજુર કરે છે તથા ઉદારતાથી મોટી રકમો આપે છે આટલો જવાબ આ બ- ધાં જુઠાં તહોમતોને માટે બસ છે.

મારી જાતને માટે પૈસા ભેગા કરી લેવા વિષે મારે એટલુંજ કહેવું પડે છે કે હાલમાં મારી સ્ત્રી ઘણી માંદી છે અને તેથી થતાં ખર્ચ ઉપાડવાને માટે ખાસ મારા ઘર ખર્ચને વાસ્તે મદદ દાખલ દોસ્તોએ મને પૈસા મોક- લ્યા છે, પણ તેમને મેં એટલોજ જવાબ આપ્યો છે કે મા- રા ખાનગી કામમાં મારાથી પૈસા ખર્ચાય નહીં પણ હું ખુશીથી તે આ ખાસ ફંડમાં મોકલી દેઉછું.

હું કેવી રીતે રહું છું તે વિશે લોકો વાતો કરે છે. ખરી વાતતો એ છે કે વિસ વર્શથી અમે લંડનમાં રહી- એ છીએ અને તેમાં ગયા ત્રણ મહિના સિવાય કદી એવું નથી બન્યું કે અમારા છાપરા નીચે બીજા માણસો રહ્યા ના હોય. અને તેમની કમાઇમાંથી હું જરા મોટા ઘરનું ભાડું ભરી શકયોછું. જો એમ ના હોત તો મારાથી મોટું ઘર ભાડે રખાત નહીં.

જો મેં પૈસા ભેગા કરવા ઉપર નજર રાખી હોત તો પૈસા મેં ભેગા કર્યા હોત; આ હાલચાલના સબંધમાં મેં પૈસા ભેગા કર્યા હોત. અને વળી તે વિશ્વાસુપણે મને યાદ છે કે જ્યારે મેં જંગીપોકાર છપાવાનું કામ ચાલતું ક- ર્યું ત્યારે મારો શું કરવાનો વિચાર હતો તે એક મિત્રને મેં જાહેર કર્યો. જેણે કહ્યું કે હા, એથી વળી તમને પૈ- સા પણ મળશે. પણ મેં કહ્યું એતો ફોજની પુંજી થશે.

તેણે ફરીથી કહ્યું કે એ પૈસા લેવા એ બીલકુલ વ્યાજબી વાત છે. અને બીજી ઘણી મંડળીઓના ઊપરીનાં તેણે નામ દીધાં અને કહ્યું કે તેઓ પોતે ન્યુશપેપરના માલીકો છે. પછીથી તેણે મને પુછયું કે બીજાઓની માફક શા વાસ્તે તમે તેના પૈસા ના લ્યો ? મેં પછી જવાબ આપ્યો કે મને પણ માલુમ છે કે કમાઇ ઘણી થસે. પણ જરે જરે મુકિતફોજનું થવું જોઇએ. ત્યારે મુકિતફોજના ઉધરાણામાં ભરવામાં આવશે. પરમેશ્વરની મેહેરબાની કે તેણે મને અત્યાર સુધી નીભાવી રાખ્યો છે.



# मुक्तिफोजना सेनापति जनरलबुथ.

—⁂—

## भाग २

જો કે મારૂં કુંખદલાણુ સોળ વર્સની ઉમર પહેલાં ઘણું નહોતું તોપણ મને એમ લાગે છે કે મારા બચપણના દિવસોમાં પણ પરમેશ્વર પોતાની અજાયબ રીતોથી જે પાછળથી થવાનું હતું તેને માટે મને તૈયાર કરતો હતો.

શો ફાયદો થવાનો છે? એમ પુછવું એ મારો હમેશનો કાયદો હતો. કાંઇ પણ પરિણામ થયા વિનાની સભાઓ કરવાથી મને કદી કળ વળતી નહોતી. જો હું વેપારી થાતતો વર્સની આખરે મારી જમે ઉધારની બાકી કાઢીને મેં કાંઇ ભારે કમાઇ કરી છે એ દેખાડવાનું મને ઘણું મન હોત.

ગુજરેલા વખતની મહેનતનું ફળ જે આવ્યું છે તે જોઈને કોઇ ધારે કે અલબત હરકોઈનું વલણ પોતાનાં છોકરાં તરફ હોય છે. હું ધારૂછું કે મારી પ્રિય વહુ મારા સબંધમાં હોવાથી મુકિતફોજ કેટલેક દરજે અમારી સગી થઈ છે. પણ હું તેના પરિણામનું વજન વધારવા રજનું ગજ કરી કહી શકતો નથી. આ કામમાં જેણે મારી જોડે મોટો ભાગ લીધો છે તે (ઈશ્વરને) ભુલી કેમ જવાય, તેનામાંથી મોટી શકિત નીકળી જે વડે હું આગળને આગળ

વધતો ગયોછું. જેણે મને ડગલે ડગલે દોરયો, જેણે એ ટલા બધા ગળી જનાર દુષ્મનોના મોંમાંથી બચાવ્યો અને જેણે મારી મેહેનતનું ફળ તથા નફો આપી મારે શીર તાજ મુક્યો, તે ધણીને મારાથી કેમ ભુલી જવાય. જે મારો ભાગીદાર, મારો ધણી તથા પ્રભુ થયો છે તે મહા બળીયા યહોવાને હું ભુલી જઈ શકતો નથી.

આ બધુ મને એવું તો યાદ છે કે આજ રાત્રે મને લાગેછે કે મારૂ આખું શરીર તેના ચરણોમાં પડયુંછે અને જે સર્વ કામ પાર પડયું છે તેનો મહિમા તે તેને આપેછે. બધો મહિમા અને સ્તુતિ મારા ઇસુ, મારા યહોવા અને રાજાને થાઓ.

મને નથી લાગતું કે જે કામ થયું છે તેનું વજન વધારવાનું કામ સહેલ છે જુઓ પરમેશ્વરે શું કર્યું છે એક નવી બળીષ્ટ ધીકતી અને ફતેમંદ ટોળી ઉભી કરી છે જેનો મુખ્ય હેતુ બધાં માણુસોને ધકેલવાનો તથા દુનિયાંને ઈસુખ્રિસ્તને પગે લગાડવાનો છે. કેટલાએક લોકે ઘણી ફરીયાદીઓ કરી છે. કારણ કે મંડળીઓનો એક નવો ટુકડો નિકળ્યો છે. જયારે મેં આ હાલચાલ પહેલાં શરૂ કરી ત્યારે આમ કરવાનો મારો હેતુ નહોતો. ગલીએ ગલીએ લોકોનાં ટોળાં પાસે જવું તથા તેમને દેવલમાં મોકલવા તે સિવાય કાંઈ પણ વધારે કરવાનો મારો વિચાર નહોતો. અને તેમને મોકલ્યા. અમારા પહેલાંના મુક્તિવાળાને દેવળમાં મોકલવાને પાછળ લાગ્યા પણ પેહેલાં તો એમ થયું કે અમે મોકલીએ પણ તેઓ જાય નહીં. પછી જયારે તે જાય ત્યારે તે મને કહે કે નથી જોઇતા. ત્રીજી વાત, જયારે ત્યાં જવા પામે ત્યારે તેમને પ્રસન પડે નહીં અને ચોથી અમારે પોતાને તેમની જરૂર હતી.

સરમાં જે થોડા ખ્રિસ્તીઓ અમારી પાસે આ-વ્યા હતા તેઓ કાદવ કીચડમાં કૂચ કરતાં ઘણા જલદી થાકી ગયા. અને સડકો તથા શેરીઓમાં તેમની મશ્ક-રીઓ અને નિંદા થતી હતી તેથી ધરાઇ ગયા. અને મ-જાની સગડીઓએ તાપવાનું. પોતાનાં છોકરાંને ખવરાવવા-નું તથા મજાની નવીન ચોપડીઓ વાંચવાનું મૂકીને બજા-રો તથા ગલીઓમાં ફરવાથી અને લોકોના ધિકાર, 'મ-શ્કરીઓ, ધક્કા, અથવા ઢેખારા ખાવાથી બીલકુલ નરમ પડી ગયા. આ બધાથી તેઓ થાકી ગયા અને તેથી મને મૂકીને જતા રહ્યા. એમજ મારા ધણીને તેઓએ મૂકી દીધો હતો.

હવે મારે કેમ કરવું? મારે મારાં છોકરાં ઉપર આધાર રાખવાનો થયો. જેમ ચેલાઓ ગુરૂની વાત સમ જી શકે તેમ તેઓ સમજી શકશે એવો સંભવ હતો. આ ચેલાઓમાંથી અમારે દ્વારપાળો, ખજાનચીઓ, સિ-રસ્તેદારો તથા અમલદારો ઘડવા પડયા. તેઓએ અમા-રી સઘળી તાકાત ગ્રહણ કરી અને તેથી અમે આગળ વધ્યા.

પણ એવી ફરીઆદીઓ કરવામાં આવી છે કે અ-મે મંડળીનો નવો ટુકડો પાડયો છે. તેઓ કહે છે કે ત-મારા મુક્તિવાળાને કેમ દેવલમાં મોકલતા નથી? કેમ તમે મંડળીઓને મળ્યા રહેતા નથી? ભાઇઓ, જ્યારે મુક્તિફોજ સ્થપાઇ ત્યારે આમ કરવાને મેં બે વખત ભા-રે યત્નો કર્યાં છે. પહેલાં તો મેં મેથેડીસ્ટ મંડળીની સા-થે મળી જવાનો યત્ન કર્યો. મેં પુછયું કે તમારા મોટા વહાણની પાછળ એક મછવાની માફક તમે અમને જોડી ના દો? ફકત અમારી ફોજોના ધણી અમને થવા દેજો.

તમે અમારી પાસે પણ આવજો, અને તમારા આત્માનો ફાયદો ઉઠાવજો અને અમે તમારી પાસે પણ આવીશું અને ઉધરાણું કરી જઇશું. (બધાંને હસવું આવ્યું) કેટલાએક લોકો જેમની સાથે હું રહ્યો હતો તેમણે ધાર્યું કે આ ઘણી સારી વાત છે. આ વાતમાં આગળ પડે એવા મેં પાંચ સાત માણસો વિણી કાઢયાં. પણ જ્યારે અંગારા કોયલાની ભેગા થયા ત્યારે કોયલા અંગારા કરતાં પણ વધારે ધીકી ઉઠયા. તેમણે કહ્યું કે જે માણસને અમે અજમાવી જોયો નથી અને જે વળી કોણ જાણે બીજું શું કરવાનો છે તેની જોડે મળી જવું એ વગર વિચારનું કામ છે. તેઓનું જીવવું માત્ર સલાહ તથા ચુપ રહેવાને માટે હતું તેથી જનરલ બુથ જેના જીવતરનો હેતુ લડાઇ કરવી, ઉભરા ચડાવવા તથા ઉથલ પાથલ કરવાનો અને સેતાનને દખતે ડોળે એનું રાજ તોડી પાડવાનો હતો. એવા જનરલ બુથની જોડે મળી જવામાં કેટલો ભય છે એ તેમણે જોઈ લીધું, અને તેટલા માટે તેમણે મળી જવા દેવાની ના પાડી.

આ પછી મેં મારી નજર કાંગરીગેશન મંડળી તરફ ફેરવી. એ મંડળીનો એક મોટો આબરૂદાર શક્ષ મને પ્યાર કરવા લાગ્યો અને તે ધારતો હતો કે હું એક ઘણો આતુર માણસ છું, અને તેમને ઉપયોગી થઇ પડીશ. મારા ઝનુનીપણાથી તેમની મંડલીનું કાંઇ નુકશાન થવાનો ડર નહોતો અને કદાચ મારાથી તેમાં કાંઇ પણ ફાયદો થાત. હું એટલો બધો ભીશકેરાયલો હતો કે મેં મારી જાતે ખરચ ઉપાડીને કાયદાઓ તથા ધારા ઘડી કાઢયા. મને લાગે છે કે કોઇપણ કાયદા કરનારે કદી કાયદા કર્યા હશે તેના કરતાં મેં વધારે કાયદા કર્યા છે. તેમને છ

ચાવવાનું ખરચ મારે માથે લીધું છે. આ બાબત વિષે હું મી. સામ્યુએલ મોરલીને મળ્યો તથા તેની અને બીજા ગ્રહસ્થોની જોડે વાદવિવાદ કરયો. ઘણી વાતો થયા પછી તેમણે કહ્યું કે આતો કાંઇ રોમના પાપા જેવું કામ દેખાય છે. આપડે તો એ જવા દો. આ પ્રમાણે તેઓએ મુકિત ફોજ હસ્તગત કરવાની તક ગુમાવી દીધી.

બાઇઓ. આ પછી બીજી કેટલીક મંડળીઓવાળાને તેમના ધારવા પ્રમાણે માલુમ પડયું કે આ મેથેડીસ્ટ અને કોગ્રીગેશન મંડળીઓએ એક મોટી ભુલ કરી છે. તેઓ અમારી પાસે આવ્યા તથા કોઇ પણ રીતે મળી જવાના હેતુથી પ્રેમ દેખાડયો પણ પરિણામે કશુએ થયું નહીં.

મને એમ દેખાય છે કે છોકરૂં ઘણું મોટું થઇ ગયું અને હવે ખોળે બેસવાના અથવા દત્તક થવાના દિવસ વહી ગયાછે. હવે અમારે નિકળવું જોઇએ અને જેમ બને તેમ કરી પોતાના પગપર ખડા થવું જોઇએ અને હું ધારૂંછુ કે પરમેશ્વર અમારી મદદ કરશે.

જુની કુડીઓમાં નવો દરાક્ષારસ ભરવા વિસે શું ઇસુ ખ્રિસ્તે કાંઇ કહ્યું નથી ? જો તેમણે અમારો નવો દરાક્ષારસ તેમની જુની કુંડીઓમાં ભરયો હોત તો મને લાગે છે કે મોટો ધડાકો કરી તેઓ ફાટી ગઇ હોત.

નવો દરાક્ષારસ મળવાના કારણથી સરસ વાત તો એ હતી કે અમારી પોતાની નવી કુંડીઓ બનાવવી. એટલા માટે અમે કામે લાગ્યા અને અબઘડી સુધી નવી વાતો અથવા રીતો બતાવતા ગયા છીએ.

ફકત સત્ય ન સાચવી રાખવાને અથવા ધર્મ ક્રિયાઓ પાળવામાં વૃધિ કરવાને મુકિતફોજ સ્થાપાઇ નથી,

માણસના હૃદયોને ડામાડોલ કરવાને અથવા કોઇ જાતનું ગાયન, વાજીંત્ર અથવા શિલ્પ વિદ્યાનો ઢંઢેરો પીડાવવો એ તેનો હેતુ નથી. સરકાર દરબારની રાજકીય બાબતોમાં હાથ ઘાલવાને મુક્તિફોજ સ્થપાઇ નથી. પણ મહાન ઇશ્વરે તેને સ્થાપી છે અને તેનો હેતુ દુનિયાંને તેના ધણીની હજુરમાં લાવવાનો છે અને તેની બનાવટની દરેક ચીજ આ હેતુની અનુંસાર છે. અમારી ચલાવવાની રીત તે પણ આ પરીણામ લાવવાની છે.

મુક્તિફોજને ચલાવવાની રીત વિષે ઘણા લોકો ખોતરણાં અથવા ખોદઇણાં ખોદે છે. તેઓ કહે છે કે ઘણું જોર મેળવવું તથા બતાવવાની તેમની રીત છે તે અમારાથી ના કહેવાય નહીં. આમ છતાં પણ તેઓ કબુલ કરેછે કે ફોજની મોટી સ્વારીનું જોર જબરૂ છે.

જેમ મધના માટલાની આસપાસ માખીઓનું ટોળું વળે છે તેમ પેહેલાં તો મારી આસપાસ ઘણા પાદરીઓ ભેગા થયા. મારી પાસે મોટુ ટોળું વળ્યું. પણ હવે હું સેંકડો ગાઉની મુસાફરી કરૂં અને મને કોઈપણ પાદરી આવીને મળે અથવા મારા હાથ સાથે હાથ મેળવવાની મેહેરબાની કરે એમ નથી. તોપણ તેઓ ધીરે ધીરે ઠેકાણે આવશે. પરમેશ્વર તેમને આશિરવાદ આપો. હીંયાં કોઇ એવો સેવક નથી કે જે જાણતો ના હોય. પૈસા કઢાવવાનું થોડું શકત કામ કરવું અને બજારમાં જઈને લોકોની આગળ ખ્રિસ્તને કબુલ કરવો, આ સાધારણ કામ ઉપરાંત જો કાંઇ કરવું પડે તો એવો કોઇ સેવક હીયાં નથી કે જેને ઘણી મુસ્કેલી ના લાગે અને જે આવી બાબત કમીટીમાં અથવા પંચાતમાં ના સોંપે. અલબત બધી સોસાઇટીઓ અથવા મં

વીઓમાં કામ કરનારને પેદીઓ નડે છે. તેગનું પ્રમાણુ દશગાં આઠ હોય છે.

હીંયાં કોઇ એવી જાતનો કામદાર અથવા વડીલ નથી કે જેને માલુમ ના હોય કે જો હું મંડલીમાં કહું કે "ભાઇઓ અને પાદરી સાહેબ આવો, આપણે કાંઇ કામ કરીએ, ચાલો આપણે સેતાન સાથે યુધ કરીએ અને નર્કમાં પડતી દુનિયાંને બચાવીએ, ચાલો આપણે સંગ નીકળીએ અને લોકોને ખેંચીએ અને પ્રાર્થના તથા કામ કરવાને લાવીએ. લોકો આપણુને ધીકારે અથવા વર્તમાન પતરોમાં આપણી મસ્કરીઓ થાય તો ફીકર નહીં. અરે, ગમે તેમ થાય તો ફીકર નહીં. ચાલો આપણે જઇને ખ્રિસ્તનો મહીમા કરીએ અને હળવાનની પાછળ જઇએ." આ પ્રમાણે જો કોઇ કામદાર અથવા વડીલ કહે તો તેને સારી પેઠે માલુમ છે કે પહેલાં તો તેની સુચનાઓ ગમે તેવી સ્તુતિપાત્ર ગણાય, ગમે તેવી આસરકારક તે જણાય, કોઈ માણસને ખેંચવાને તથા તેમાં મદદ કરાવવાને ગમે તેવી તેથી કોશીશ થાય અને વળી આવા કામને માટે તઈયાર થવાને છ કલાક સુધી તે માણસ માથું ખંજવાળે, તોપણ એ નકી વાત છે કે પેદીઓ તે તોડી પાડવાના. જરૂર તે આમજ કરવાના. અમે શા વાસ્તે આ પ્રમાણે કરીએ? અમારે ઘણાં કારણો છે, જેવાંકે તનદુરસ્તિ, આબરૂ, બાયડી, છોકરાં અને કામકાજની સંભાળ લેવી, આવાં આવાં કારણો કે જે જુમી તથા નર્કમાંથી નીકળી આવે છે અને જેને માટે ખ્રિસ્તીનો વધસ્થંભ ઉપાડીને દુનિયાંને બચાવવાને વાસ્તે, જીવતાં અને મરતાં લોકોને ખ્રિસ્તની પાછળ જવું સુઝતું નથી. આ તેમને પોતાને ખરાબર માલુમ છે.

તેઓ જાણે છે કે કાંઈ કામ કરવાના વીચાર ઉપર કાંઈ કામ ન કરવાના વીચાર પરાજય પામે છે. એટલાજ માટે તેની સુચનાઓ પડતી મુકાય છે.

પરમેશ્વરની સ્તુતિ થાઓ, કે મુકિતફોજમાં અમારી રીત એવી છે કે જેથી ચેદીઓ કામદારોની પાછળ પાછળ જાય છે. અમારો બાંધો એવો છે કે જેમાં કામદારો ચેદીઓને કેળવે છે અને તેમને કામગરા બનાવે છે અને જો એમ ના થાય તો ઢોલ વગાડીને ફોજમાંથી દુર કરે છે તથા જીવતા સુધી તેમને શરમીદા કરે છે. આતો ચૈતન્ય તથા જોરની રીતી છે. માણસો સ્વતંત્રતા વિશે કહેછે. તેમને શું જોઇએ છે? શું ડાચાની સ્વતંત્રતા! ના, તેમને બધા નર્કની સ્વતંત્રતા જોઇએ છે. કોઈ પણ માણસને શેતાન, જગત, પાપ, તથા સ્વાર્થીપણા સામે જેમ તેને ફાવે તેમ લડવાને તેને જોઈએ એટલી સ્વતંત્રતા આપવાને તૈયારછું. પણ જો તેને મારી સામે લડવાની છુટ જોઈએ તો હું કહુછું. ના, બસ રાખો; સ્વતંત્રતા જેવી ધન્ય ચીજ પરમેશ્વરને ચહાવા માટે તથા કાળા કર્મ કરનારની સામે થવાને માટે છે. ધન્ય સ્વતંત્રતા ડાહ્યા તથા ઇશ્વરભકતના સંગીઓ સાથે ચાલવાને માટે છે. જેમને પરમેશ્વર આત્માઓને બચાવવાને, માણસોમાં પ્યાર ભરવાને તમારા પૈસા ઇશ્વરના મહીમાને અર્થે ખર્ચવાને અને અમારી એક લખમી વર્ષ ગાંઠે મને આકાશમાં મળવાને કામદાર ઠરાવ્યા છે. અમારી ગોઠવણી આવી જાતની છે.

તે લોકો કહે છે કે મુકિતફોજ ઘણાં ભારે નામો એટલે અતિ ઉત્તમ ઓહદા ધરાવવાની રીતી રાખે છે. પણ હું તેમને ઉત્તર આપી કહુંછું કે પરમેશ્વરે પોતે આ

રચના રચી છે. આવી રીત એદન બાગમાં હતી, આવી રીત ઘર કુટુંબમાં હોય છે. આ રીત બાપ દાદાઓની છે, આ રીત મુસાના વખતમાં હતી. મુસા પોતે જનરલ હ-તો તોપણ તેના લોક સ્વતંત્ર હતા. અરે! હું કહું છું કે આ રીત સ્વર્ગમાં પણ દાખલ થશે. જો તમારી જાણ-વાની ઇચ્છા હોય કે હું દુનિઆનો ઘાટ કેવો ઘડવા બેઠો છું અને તેમાં ફતે પામવાને મેહેનત મજુરી પ્રાર્થનાતથા મારૂ બળ કેમ ખરચું છું. તે સાંભળો; હું તેનું રૂપ કૈલાસના નમુના પ્રમાણે કરવાને મજુરી કરૂં છું.

એક બુધીવાન માણસને મેં એક દિવસ એમ કહેતાં સાંભળ્યો છે કે પ્રાર્થનાઓ કરવા કરતાં પણ આજ્ઞાકારી પણામાં કૃપા પામવાનું તેને મોટું સાધન મળ્યું. પરમે-શ્વરની તરફના પુરૂષ તથા સ્ત્રીઓનું માનવાથી તેના ધા-રવા પ્રમાણે તેને મોટો આશિર્વાદ તથા આનંદ મળ્યો.

આ ખાતુ સ્થપાયુ છે એટલુંજ નહીં પણ તેની ફતે તરફ જરા નજર કરો. શું પરમેશ્વરે તેના ઉપર પોતાની મહોર કરી નથી? જેણે મીશન સ્થાપવાની કોશીસ કરી હોય એવો કોઇ માણસ હીયાં છે? મને લાગે છે કે કેટલા-એક એવા છે કે જેમણે પોતાની તરફથી મીશન સ્થાપવા ના વિચાર કર્યા છે. તેમનાં મનો ન સમજાય એવા એવા ઉપદેશો સાંભળી હાલી ગયાં છે અને તેમણે પોતાના મ-નમાં કહ્યું છે કે આવા ઉપદેશથી પેલા ગાડીવાળાને શો ફાયદો થાય અથવા પેલી નોકર શું સમજી હશે અથવા પેલી ગલીમાં રખડતા દારૂડીઆને ક્યાંથી સમજણ પડી હશે. આ લોકોથી તો સમજાયજ નહી.

તમને માલુમ છે કે ચાલી શકે એવું મીશન સ્થાપ-વાને કોણે કોશીસ કરી છે? આ કામ કેવું મુશ્કેલ છે?

જો કે તગને પુરતા પૈસા મળ્યા છે. તમે જાહેર ખબરો આપી છે, જેવા જોઇએ તેવા ઉપદેશકો તમે મેળવ્યા છે, મકાનો બાંધ્યાં છે, ચા તથા ખાણાં મફત ખવરાવ્યાં છે. ગરમ ફલાલીનના ઘાઘરા વહેંચ્યા છે અને આવી આવી બીજી ઘણીક ચીજો મફત આપી છે. હવે આ પ્રમાણે શકત મહેનત કરી ઇંડાં મેળવ્યાં છે અને તેમાંથી બચ્ચાં કહાડવાને માટે લાખો રૂપીઆનું ખર્ચ કરી ઘણાં વર્ષો સુધી જ્યારે તેમના ઉપર બેઠા રહ્યાછો ત્યારે પરીણામે એક ધડાકાની સાથે તે બધું ફોગટ ગયું છે અને બધું કામ જોઇ જોઇને રડવા જેવું રહ્યું છે.

કેટલા બધા લોકે પોતાની મુકિતફોજ ઉભી કરવાને પોતાના હાથ ઘાલીને બાળ્યા છે? કેટલાબધા દુકાનદારોએ તથા ગ્રહસ્થોએ જેમને અમે જુઠા જાણીને હાંકી કાઢેલા તેમને સંઘર્યા છે તથા તેઓએ તમને કહ્યું છે કે ' કેવો ભુંડો માણસ જનરલ બુથ છે'! જેવો તે પોતાની દુઃખની વાત કહે છે તેવાંજ પ્રેમી માણસ તથા તેની સ્ત્રીને તેની દયા આવવાથી તેઓ ડસકાં ખાઇ નિસાસા નાંખી વિચારે છે કે અમારા કામદારોને માથે કેવા કેવા જુલમ થાયછે! પછી તે માણસ કહે છે કે હું તને મદદ કરીશ. જા કોઇ ઘર સોધી કહાડ, પૈસા હું ભેગા કરી આપીશ, ઉઘરાંણું ફેરવીશું, અને આપણી પોતાની મુકિત ફોજ થશે. અને પેલા પોપ ઉપર આધાર રાખવો નહીં પડશે. આ પ્રમાણે તેમણે કોશીશ કરી છે, કોશીશ કરી છે અને ક્યાં જઇ ઉતર્યા છે? ગંધાતા કાદવની વચો વચમાં અને તેમને લાયક ફળ મળ્યું છે.

શું લોકોએ પોતાની મુકિત ફોજો ઉભી કરવાની કોશીશ નથી કરી? કેટલાંબધાં ઢોલ ખરીદાયાં છે, કેટલા

બધા રેસ્મી વાવટા ( ઝંડા ) છપવાવ્યા છે, કેટલાંબધાં જાંનાં ભાડાં ભર્યાં છે, અને વળી બીજું કાંઇ,—પણ વાવાજાંતો તેમને જોઇએજ. આ બધી બનાવટી મુક્તિ ફોજો આજે કયાં છે ? એક દિવસે મેં એક માણસને એમ કહેતાં સાંભળ્યો છે કે "મુક્તિ ફોજ બનાવવામાં મેં આઠ હજાર પાઉંન્ડ (એટલે એક લાખ કરતાં વધારે રૂપીઆ) ખરચ્યા છે તોપણ એકે જગ્યા રહી નથી કે જેને હુ એ નામ લગાડું".

હું હવે મારી આજુબાજુનાં ધર્મનાં ખાતાંની લાંબા વખતમાં ધીરે ધીરે થએલી વૃદ્ધી ઉપર નજર કરૂછું મને માલુમ છે કે આ કેવી રીતે ૧૫૦, ૨૦૦, ૩૦૦ અને ૪૦૦ વર્સોથી ટકી રહયાં છે, ઇંગ્લાંડની મંડલીને ૨૦૦૦ વર્સો થઇ જવાનો ઘણો અભિમાન છે, તેઓ કહે છે કે તેઓ પ્રેરિતોને ઠેકાણે આવ્યા છે. એમજ અમે પણ ને હું પણ હું આમની તરફ જોઉછું અને પછી આ ઉછરતા છોડની તરફ જોઉછું, જે હાલમાં નીકળી આવ્યો છે, પચીસ વર્સો થયાં નથી, એટલામાં તેના આઠ હજાર પગારદાર હાકીસરો, તેના હજારો સરજનો તથા મુલકી કામદારો અને દરેક મુલકમાં તેના સિપાઇઓનાં ટોળે ટોળાં ભેગાં થયાંછે તેના ઝંડા જુદા જુદા છત્રીસ દેશો તથા સંસ્થાનોમાં ઉડે છે. તેના વિષે જેને કાંઇ પણ માલુમ છે તે તેના લખાણોથી વિસ્મય થાય છે. તેને માટે હજારો છોકરાંને તેમનાં માબાપ કેળવણી આપે છે. તેમને ખવડાવે છે. નિશાળે મોકલે છે, શીક્ષા કરે છે, અને ભણાવે છે એ માટે કે તેઓ મુક્તિ ફોજના સિપાઇઓ તથા અમલદારો થાય. દરેક મુક્તિવાળાની સંગે તેને જાણે એમ લાગતું હોય કે હું પણ મારી જાતે એક મુક્તિ ફોજછું અને જો બીજાં

બધાંએ કાલે ઉઠી મરી જાય તો હું તે વખતમાં પોતે જનરલ થઇશ અને ફરી ફોજ ચાલતી કરીશ.

કોઈ પણ ખાતું એવું સ્થાપવું કે તે ટકી રહે એ કામ ઘણું મુસ્કેલછે અને એથી વધારે મુશ્કેલ ટકી રહે એવાં માણસો તૈયાર કરવાનું કામ છે. આ મહેનતોમાંથી ફકત એક ધારો નીકળી આવ્યો એમ નહી પણ એક પ્રજા નિકળી આવી છે. જેમ હું કેટલીક વખત કહુછું તેમ અમે એક જાતના હાલેલુયા યહુદીઓ છીએ. અમે દશ કુલના નહી પણ બાર કુલના વૌસ છીએ. અમે અમારા પ્રભુના છીએ જેણે અમને તેના પુરા રાજસ્થાનનું ભલુ કરવાને ઉભા કર્યા છે.

આ બધી વાતો કેવી રીતે બની? આ સવાલનો જવાબ દેતી વખતે તમે મનેજ જુમાવાર સમજશો. આ કામમાં મારો ભાગ કેટલો છે તે વિશે પ્રથમ તો હું તમને થોડું કહીશ. જયારે હું છોકરો હતો ત્યારે મારી મુકિત થઇ. જેમ આજ બપોરે મેં કહ્યું તેમ મને કોઇ દોરનાર કે પુછનાર નહોતો. કોઇએ મને કહ્યું નથી કે "તમારે મુકિત પાંગવી જોઇએ". કોઇ બોલ્યું નથી કે "દીકરા તું શું કરે છે; શું ઇશ્વરની સામે દંગો બળવો કરે છે? શું તને માલુમ નથી કે આજ રાતે તારૂં મરણ આવે અને કાલે સવારે ઇશ્વરને ઘેર તારે ઉઠવું પડે તો તેના સામે દંગો કરવાના સબબથી તારો સત્યાનાશ થઇ જાય? વળી કોઇએ મને કહ્યું નથી કે પરમેશ્વરને સિપાઇઓ જોઇએ છે તેને છોકરાઓ જોઇએ છે કે તેમને મરદ બનાવી દે. આ પ્રમાણે જો મને કોઇ કહેનાર મળ્યો હોત

તો મારી મુક્તિ વહેલી થાત અને આજે હુ વધારે સારો સક્ષ થયો હોત. પણ આવીજ સ્થીતિમાં સર્વ શકિતવાન પરમેશ્વરે મારો નવો જન્મ કર્યો. આની સાથે મને ઘણી અડચણો આવી પડી. પણ મેં જોયું કે એ વ્યાજબીછે એક શબ્દ એટલે વ્યાજબી આ શબ્દને મારી મુકિતની જોડે ઘણો સબંધ હતો. મેં જોયું કે મુકિત પામવી વ્યાજબી છે. મહાન ઇશ્વરની સામે લડવું એ ખોટનો ધંધો છે. અને મને માલુમ પડયું કે વધારે જલદી તેને તાબે થવું એ વધારે સારૂ છે.

હું સીધોજ લોકોની મુકિત કરવાના કામ ઉપર નીકળ્યો, મને ચલાવવાને માટે મારે બીજા લોકોની ગરજ રહી નહીં, હું મારી જાતે નીકળી ચાલ્યો. તમારામાંના કેટલાએકની ઉમર સાઠ વર્ષની થઇ છે પણ હજી તમે નિકળતા નથી. શા વાસ્તે તમે બધા આવીને કહેતા નથી કે જનરલ અમને ચાલતા કરો. જો તમારે માટે મારા કરતાં કોઇ સારો જનલ ના હોય તો આવો અને મને તમારો જનરલ કરો, જો તમારો બંદોબસ્ત અમારા કરતાં સારો ના હોય, પાપીઓને બચાવવા ઇશ્વરનો મહીમા કરવા અને ખ્રિસ્તને માન આપવાની જો અમારી રીત સારી છે તો ચાલો આજ રાતે આવો અને જીવતા યહોવાની સામે ઉભા રહી કહો કે હું આ રહયો, મારા પૈસા. વખત, અને બુદ્ધિ તારા રાજની વૃધી કરવાને મારૂ બને એટલું કરી ખર્ચવાને તૈયારછું.

ખરી વાત કે લોકો મારી આંખોની સામણે મરી

જાય છે એ સિવાય મારે નિકળવાનું બીજું શું કારણ જોઇએ. લોકો કહે છે કે અમે કાંઇ રસ્તો નીકળવાની વાટ જોઇએ છીએ; તેમણે મને કહ્યું છે કે તમે બહુ જલદી જલદી જાવછો, તમે ઇશ્વર પાસે જાઓછો. મેં તેમને પુછયું કે આમ કહેવામાં તમારી શી મતલબ છે? તેમણે જવાબ દીધો કે, અરે. પૈસા, માણુસ અને બધી વાતે સુગમ પડે એવું થાય ત્યાં સુધી તમારે જરા ધીરજ રાખવી જોઇએ.

આજ રાતરે ઘેર જતી વખતે તમે એક લાગતા ઘર પાસે આવી ચઢો. ભડકે ભડકા ઉઠતા તમે જુઓછો અને તમને માલુમ છે કે આગ બુઝાવનારા આવે છે પણ હજી તેઓ આવી પહોચ્યા નથી. હવે તમે બારીમાંથી બાયડીની બુમો તથા નાનાં છોકરાંની ચીસો સાંભળોછો, અને તમે જઇને બારણું ઉઘાડી નાંખવાને મથોછો પણ તે માંહેથી બંધ છે. હવે શું તમે એમ કહેશો કે જો બારણું ઉઘાડું હોતતો હું મહી જાત તથા તેમને બચાવવાની મેહેનત કરત. પણ તે ઉઘાડું નથી. તેથી હું ઘેર વાળુ કરવા જાઉછું; રસ્તો ઉઘાડો થાય ત્યાં સુધી હું ધીરજ રાખીશ. શું તમે આવી વાત કરશો? જો ઘરધણી તમારી પુંઠે ઉભો હોય અને તમને આવી વાત કરતાં સાંભળે તો મને લાગે છે કે તે તમને કોઇ ભારે વચન સંભળાવે.

વળી તમને માલુમ છે કે કેવા ઢોંગી તમેછો. તમે કહોછો કે લોકો નર્કમાં જાય છે પણ તમે શું કરોછો?

બીજી વાત મારી ફતે (જે કાંઇ થોડી ઘણી થઇછે) તે વિષે એ છે કે માણુસો રાજી થયાં અથવા કરાજી પણ

હું આગળ વધતો ગયોછું. ભલા માણુસોના ભલા વિચારોથી મારી જાતપર કુદરતી એટલી અશર થઇ છે કે બીજી કોઇને થઇ નહી હોય. આ સારા વિચારો કાયમ રાખવાને મારી ઘણી ઇચ્છા છે. પરમેશ્વરની મહેરબાની કે મારે જોઇએ તેટલાં વખાણ લોકોએ મારાં કર્યાં છે; અને થોડા દિવસ ઉપર મેં વિચાર્યું કે મને ઘટે તે કરતાં પણ વધારે હવે મારાં વખાણ થાય છે 'જ્યારે બધાં માણસો તમારૂં ભલુ બોલે ત્યારે તમને અફસોસ.'

પણ આવો વખત હજી આવ્યો નથી અને મને લાગતું નથી કે આવશે. કેટલાએક મારા દોસ્તો ધારે છે. કે મને ગરીબ રાખવો એ તેમનું ખાસ કામ છે. જો, જો, તમે તેમની જોડે મળી ના જતા, કારણ કે તેઓ પુષ્કળછે.

આમ છતાં પણ જ્યારે મેં તેમને પુછ્યું, "તમે મને મદદ કરશો"? 'ના'? "તમે મને આશીશ દેશો." "ના"! મેં તમને જવાબ દીધો, "તારે બહુ સારૂં, તમે ચહાઓ તો મારે આગળ વધવું જોઇએ. અને તમને ન ગમેતો પણ હું આગળ વધીશ." મારૂં કામ વધવાનું છે. મારા શ્રોતા જનોની સામણે તથા મારા હારીફરો જેઓ મને જાણે છે તેમની સામણે હું કહુછું કે બીજા કેટલાએક લોકોની માફક મારા પોતાના વિચારોને દબાવી રાખવા તથા એક વાત કહેવી અને તેની મતલબ બીજી કરવાની મારામાં સાધારણ અકલ પણ નથી. મારી જીતનાં વખાણ વિષે જો હું કાંઇ કહું તો મારે એટલુંજ કહેવાનું છે કે મારી પ્રકૃતિ પારદર્સક છે અને જે માણસ જનરલ ગુ-

થની આરોપાર જાઇ શકતો નથી તે ચામાચેણુના જેવો આંધળો છે.

આગળ હું વધુછું! આ વાત મેં પિસ્તાળીસ વર્સ પહેલાં પણ કરી છે. મેં મારી આગળ માણુસોને બેસાડયાં અને બુમ પાડી માણુસો! માણુસો! માણુસો!

જયારે મંડળીઓએ, પાદરીઓએ, ફાંકડાઓએ અને આબરૂદારોએ મને અટકાવવાને કોશીશ કરી ત્યારે ઘણી વેળા મેં મારા કાનમાં આંગળીઓ ઘાલીને કહ્યું છે કે માણુસોને મારે બચાવવાં જોઇએ. નહીતો મારી મજુરી અગથી અને મારો નાશ થશે.

પછી મેં મારાં છોકરાંને મુકિત યુદ્ધને માટે કેળવણી આપી, આ વળી એક બીજીવાત કે જેથી કરીને મારી આબાદી થઇ છે જયારે હું લોકોને છોકરાં વિશે વાતો કરતા તથા છોકરાંને શું કરીએ એમ કહી આનાકાની કરતાં કદી કદી સાંભળું છું ત્યારે હું પરમેશ્વરનો ઉપકાર માનુંછું કે મારાં છોકરાં વિષે મારે અથવા મારી સ્ત્રીને આનાકાની કરવી પડી નથી. તેમને સારી પેઠે માલમ હતું કે તેમણે ભલાં થવું જોઇએ અથવા એકદમ મરી જવું એ તેમને માટે બહેતર છે!

ના, ના, આ બેમાંનું એક પસંદ કરવાનું તેમના મનમાં કદી આવ્યું નથી. મારા ઘરની તથા મારી આસપાસના લોકની રીતભાત એવી હતી કે જેમ તેઓ મોટાં થતાં ગયાં તેમ તેઓ સારાં નીવડતાં ગયાં એટલુંજ નહી પણ જો પરમેશ્વર તેમને બોલાવે તો શુરવિર થવા થતા તેને માટે પોતાનો જીવ ખુશીથી આપવા તૈયાર થયાં. મારે

આઠ છોકરાં છે. કેટલાએક લોકો કહેછે છે એતો એક ટો-ળું થઇ ગયું. અને અમે લોકોને અમારા કુટંબ વિષે ઘણી જાતની વાતો કરતાં સાંભળ્યા છે: પણ જેમ હું કદી કદી કહુંછું તેમ હું ઇચ્છુંછું કે આઠને ઠેકાણે ઇઠાસી હોય તો સારૂ, અને ત્યારે એક સરસ કુટંબ પણ થાત.

ખરેખાત જનરલ તથા તેમની માને છોકરાં ભારે પડયાં નથી. કેમ પડયાં છે? (લોકો બોલી ઉઠયા, ના.) કારણ કે તેઓ અમારૂં નામ રાખશે અને તેઓ અમારી કેળવણી પામી મોટાં થયાં છે. જેમ બતકનાં બચ્ચાંને પા-ણી ગમે છે તેમ મારાં છોકરાં પરમેશ્વરના કામને ચાહેછે. જો કોઈ માણસ એમ ધારે કે મારાં છોકરાંને મોટા મોટા ઓહ્દા આપ્યા છે એ માટે કે તેથી તેમને ઘણો નફો થાય અને ઘણી આબરૂ મલે તો હું ઇચ્છું કે કચકચ કરના-રા આવે અને તેમનું કામ કરે અને જુએ કે કેવોક ન-ફો તથા આબરૂ મળે છે! જો હું દીવાનો થએલો નથી તો મને બરાબર માલુમ છે કે મારાં બધાં છોકરાંમાંથી એકને મુક્તિફોજના ઉઘરાણામાંથી આવક તરીકે કાંઇક મળે છે. આ પ્રમાણે તેઓ પંચાયતી પૈસાને માથે પડયાં નથી. તેમના કામ વિશે હું શું કહું. જે લોકો તેમની નીચે રહી કામ કરે છે તેમણે કહેવું જોઇએ. જે કાગદારો નો ઉપરી છે તે મારો છોકરો આ રહયો. તેનું કામ દેખા-ડવાને અથવા તેનેજ દેખાડી દેવાને મને કશો ડર નથી. (તાળીઓ પડી.) હા તેમનામાં ખામીઓ ઘણી છે અને એવી આશા રખાય નહી કે તેઓ કદી પણ ભુલ ના ખાય. પણ જ્યાં લગી તેમની ધારણાનું રૂપ ખ્રિસ્તના જેવું છે, જ્યાં લગી તેમની આતુરતા આપસ્વાર્થી થવાની નથી, જ્યાં લગી તેઓ રાત દિવસ પોતાની ફરજો અદા કરે છે

ત્યાં શુધી તેમનો ફકત વાંક એજ (જે તમારી નજરમાં વાંક નથી) અને જે તેમની મા તથા બાપની નજરમાં આવ્યો છે તે એ છે કે તેઓ હદમાં રહ્યા વગર પોતાને ખર્ચી નાંખે છે.

મારી એક દીકરી નાનપણમાં માંદી રહેવાથી તેની અકલ જરા મંદ થએલી છે. આમ છતાં પણ તે પોતાના આખા મનથી અને તેનાથી થાય તેટલું કરીને ઇશ્વરનો મહીમા કરવાને મજુરી કરે છે. જે લોકોએ તેની જોડે વાતો કરી છે તેઓ કહે છે કે અમે કોણ છીએ તેનો ખ્યાલ આ છોડી ઉપરથી સારી રીતે થઇ શકે છે. ઇશ્વરનો મહીમા કરવાને તથા લોકોના તારણ અર્થે કામદારોએ કામ બરાબર કરયું છે કે નહીં તે, તે મને હમેશાં કહેછે.

મારી ફતે થવામાં મારી નિતી તથા ધર્મમાં મુલ્યવાન તથા આશીર્વાદીત સ્ત્રી તથા મારાં મુલ્યવાન છોકરાં જેઓ મારી મદદે ઉભાં રહયાં તેમનો ભાગ થોડો નથી. માણુસોનું તારણ કરવામાં જો તમારે સર્વ શકિતવાન પરમેશ્વરની વહારે ચઢવું હોય તો હું તમને ભલામણ કરૂંછું કે તમારાં છોકરાંને ઇશ્વરની સેવા કરવાને તથા શકત મજુરી કરવાને કેળવણી આપો. એવી રીતે કે જેમ ઇશ્વરે અમને અમારાંને કેળવવાને શકિતવાન કર્યાં છે.

ફકત એક બીજી વાત.—

આગળ વધવાને મને શકિતવાન કર્યો છે.

મારૂં કામ એક કલાકનું નથી. તે એવું નથી કે માત્ર એક ચીજને ગ્રહણ કરે અને પછી ટહાડું પડતું જાય અને જયારે દબાવ પડે ત્યારે મુકે દે. દબાવોની અંદર થઇને તે લઇ હું પાર નીકળી ગયોછું. મેં હાથ ઉંચો કરી

નિમકહલાલપણાથી વચન આપ્યું કે પ્રભુ ઇસુખ્રિસ્ત હું સદા તારોછું તે દિવસને આજ પિસ્તાળી વર્ષ થયાં છે.

મારી આશપાશ જે કામદારોનો જથો છે તેમના કામ વિષે ખરી વાત કહ્યા શિવાયો'હું બેશી જઇ શકતો નથી. લોકો ધારે છે કે અમે એક અભણ ટોળું છીએ. એક દિવસે મેં હીસાબ કરી જોયો તો માલુમ પડયું કે અમે જુદી જુદી પાંત્રીસ ભાષાઓમાં મંગળ સમાચાર પ્રચાર કરીએ છીએ.

મારા આ દેશમાં તેમજ પાંત્રીસ બીજા મુલકોમાં માણસોનો જથો છે. જેઓ મગજવાળા તથા માણસોને બચાવવાને તથા તેમનું કામ કરવાને બળવાન છે. જો કે હાલમાં તેમની ઉમર થોડી છે. પણ તેઓ આસપાસની હાલતોથી જરા વધારે કેળવણી પાંમ્યા છે કારણ કે મુકિતફોજ એક મોટું કેળવણી ખાતું છે, ત્યારે દુનિયાં ઉપરની કોઇ પણ ધર્મી મંડળીના આગેવાનોની બરાબરી કરે છે, અરે હું કહુછું કે તમને ચઢે એવા છે. તે કયાં છે એ જાણવાની મને ગરજ નથી. પણ જો તમામ મંડળીઓના આગેવાનોને ભેગા કરી, મારા કામ દારોને તેમને બદલે આપી દેવા પડે તો હવે હું આવી અદલા બદલી કરવાનો નથી.

તેઓ આવા છે. જયારે હું તેમના વિષે બોલુંછું ત્યારે મારા મિત્ર કમીશનર રેલટન વિષે કાંઇ કહ્યા વિના મારાથી રેહેવાતું નથી. જે ઘણાં વર્સ સુધી પ્યારથી મારી સાથે રહયો છે. જેણે ઘણી અંધારી સુરંગોમાં મારી જોડે મજુરી કરી છે. અમે સપડાઇ ગયેલા છીએ અને કએ રસ્તે ચઢવાથી અમે છુટીશુ તેની જયારે અમને ગમ પડી નથી તેવી વેળાએ તે અમારી મદદે આવ્યો

છે. તેના ભક્તિભાવ અને મુક્તિનુ કામ કરવાની શક્તિ વિષે મારા શબ્દોથી પુરૂં વર્ણન કરી શકતો નથી. હું તો ફક્ત એટલુજ કહુછું, કે તેના નામથી મને વિશ્વાસુ સ્વભાવે અને થાક્યા વિનાની મેહનતોએ મને તેની જોડે જોડી દીધો છે. આના જેવા બીજા સેંકડો માણુસો છે કે જેઓ માહારી વહારે ચઢ્યા છે.

જે પ્રેમી વચનો તમે બોલ્યાછો તેને માટે હું તમ બધાનો ઉપકાર માનુંછું. તમારા દીલની મેહેરબાનીઓ મને માલુમ છે અને જેમ જેમ હું ચારે બાજુ મુસાફરી કરતો જઉછું તેમ તેમ મારા લોકોના પ્યારની કદર મને વધારે પડતી જાય છે. જેમ તમે જાણોછો તેમ હાલતો હું દુઃખમાં મહેનત કરૂછું મારાપરથી દુઃખ કદી જતું નથી, મારી વહુની દુઃખ દાયક પીડા મને બહુ લાગે છે અને જે ભયકર ઝેરી રોગ તેને ખાઈ જવા બેઠો છે તે વિષેના વિચાર હમેશાં મારા મનમાં આવ્યા જાય છે. પણ આ બધી સતાવણીઓ તથા દુઃખ જેઓ અમારા તાબામાં સોપાએલી એટલી બધી મંડળીઓની ચિંતા કરવાથી થયાં છે તે કરતાં ઘણી દુઃખદાયક સતાવણી અને તે કયી, એમ જો તમે પૂછના હો તો, તે એક સતાવણી કે જે ગયા પચીસ વર્સથી મારા ઉપર પડે છે. જેણે મારા નિમાળા સફેદ થાય તેટલુ કર્યું છે, જેણે મારા દિલને ચમકાવ્યું છે, જેમણે મારી આતુરતા પાડી દેવાને કોશીશ કરી છે, જેઓ વિશ્વાસઘાતી થયા છે, તે જુઠા માણુસો અને સ્ત્રીઓ જેઓ વખતે વખતે અમારી પાયરીમાંથી નિકળી જઇને ટોળી બન્યાં છે, તેઓએ આ સૌથી ભારે સતાવણી કરી છે. આ પ્રમાણે છતાં પણ મારા ધણીને યાદ કરી

હું મારી જાતને દીલાસો દેઉછું જેણે કહ્યું કે નોકર પોતાના શેઠ કરતાં અને ચેલો પોતાના ગુરૂ કરતાં મોટો નથી, તેને દુઃખનો પ્યાલો પીવો પડયો તો હું શા વાસ્તે પાછો રહું

જ્યારે ત્યારે ઘણા યહુદા ઇસારીયોત મારા રસ્તામાં આડા ઉતર્યા છે અને ઘણું કરીને તેગણે મને ચુબન કરી પકડાવ્યો છે. જે પૂરૂષો તથા સ્ત્રીઓએ મહાન ઇશ્વરની સામે ઉભાં થઇને તથા સોગન ખાઇને તથા ઇકરાર કરીને મારી જીંદગીના કામોપર પોતાની પસનતા બતલાવી અને બધાંના વચમાં તેમણે મારી જાત ઉપર પોતાનો પ્યાર જાહેર કરયો તેઓ ઠંડા પડી ફરી ગયા અને .કદી કોઇના જાણવામાં ના હોય એવી રીતે ઘણીજ નીચ રીથાથી મારી નીંદાઓ લખી જાહેર કરી છે. જે ઉપરથી એવું દેખાય છે કે તેઓ કદી અમારામાં હતાજ નહીં. કમીશનર રેલટનના કહેવા પ્રમાણે તેનું કારણ એ છે કે તમે હમેશાં ઘેટું અને સૂવર એ બેમાં શો ફરક તે દેખાડી શકોછો. જો તમે ઘેટાંને વાડામાંથી બહાર કહાડો તો પાછું તે અંદર આવવાને બેં બેં કરે છે પણ જો તમે સૂવર અથવા ડુકરને તેના વાડામાંથી બહાર કહાડો તો તે વાડાને જડ મુળથી ખોદી નાંખવાને મંડે.

આમાંનો એક માણસ જેમ ઇસુ ખ્રિસ્તને વેચ્યો હતો તેમ મુકિતફોજને વેચવા તૈયાર થયો. થોડા દિવસ ઉપર તેણે એક બેવકુફિ ભરેલો કાગળ મને લખ્યો, તેમાં એમ લખ્યું હતું કે ઘણો વખત ખર્ચીને તથા ઘણો ખર્ચ કરીને મુકિતફોજની ભુંડાઇઓની એક મોટી સંખ્યા ભેગી કરી છે. અને હવે તે એક ચોપડીના રૂપમાં છપાવી

હું જાહેર કરવાનોછુ. અને તેથી મારે ઘણા પૈસાની પેદાશ થશે. તોપણ જો તમે મને અમુક રકમ (જે ઘણી મોટી હતી અને જે દશ હજાર રૂપીઆથી ઓછી નહોતી તે આપો તો હું તમને એ ચોપડી ઘણી ખુશીથી વેચાતી આપી દેઉ અને અમે મુક્તિફોજના ભના તથા વિશ્વાસુ સેવકો થઇ જઇએ! (આ બે શરમ કામની સામે મોટી સભાએ પોતાનો ખુબ તીરસ્કાર દેખાડી તેની ચાલને નાપસંદ કરી)

આજ સુધીમાં તો અમે દરેક તોફાનને નરમ પાડયું છે. જે કોઇ જીવતા રહેશે, તેઓ જોશે કે હું રહું કે ના રહુ, પણ મુક્તિફોજ આગળ વધતાં વધતાં આખી દુનિયામાં જીત કરતી એક બળીષ્ટ ફોજ થઇ ગઈ છે. જે ખાતાનો હેતુ ધણીનો મહીમા તથા માણસનું તારણ કરવાનો છે તેની તે દોસ્ત, જે સર્વ ભલું કરવાને મેહેનત કરેછે તેમની તે દોસ્ત અને ફકત જે ભુંડા કર્મ કરવા ફરેછે તેમની તે દુશ્મન છે.

આજે વર્શગાંઠની ભેટો તમે મને આપી છે તેને માટે હું તમારો ઘણો ઉપકાર માનુછું. જે લોકોએ ઉઘરાણામાં પૈસા ભર્યા છે તેમનો હું ઉપકાર માનુંછુ. જે પ્યાર ભરેલું માનપત્ર મને આપ્યું છે તેને માટે હું આપ લોકોનો આભારી છુ, પૃથ્વીના ચારે ખુણેથી જે પ્યાર મારે માટે ઉડી આવ્યો છે તેને માટે હું મેહેરબાની માનું છું અને છેલે તમારી પ્રાર્થઓ જેથી દમ નિકળતિ વેળા સુધી મને આગળ વધવાની ઉશકેરણી મળસે તેને માટે તમારો આભાર માનુછું. તમે સારી પેઠે સમજો કે મરણ લગી હું સાચો રહીશ.

ચહાવ ત્યાંથી કશી જુઓ હું તેની તેજ માનુછુ. હું

ચળિત પ્રકૃતીનો નથી. જો તમે સેતાન અને પાપની જોડે લડાઇ કરોછો અને રાજાઓના રાજાનો મહીમા કરાવવાને મેહેનત કરોછો તો વિશ્વાસ કરી તમે માની શકોછો હું આખર સુધી તમારો મિત્ર છું.

લોકો આ એક હાથમાં જન્મ દિવસની ભેટો મુકેછે અને નાણાવટીઓ તેમને બીજા હાથમાંથી લેઇ જાય છે. આ તમને માલુમ છે.

આ પરમેશ્વરના રાજને માટે છે. એનો હલવાનના (ખ્રિસ્તના) જન્મ દિવસને માટે ભેટો છે.

તમારૂં સુનું તથા રૂપુ તેના ચરણોમાં લાવીને મુકો કદી પેહેલાં ગળાયું અથવા વગાડાયું હોય તેના કરતાં વધારે મધુર વાજીત્ર તથા ગાયનમાં ચાલો આપણે ગળીને જઇએ. ચાલો આપણે સજડ હાર બનીને ઇસુ ખ્રિસ્તને વાસ્તે દુનિયાં જીતે કરવાને કુચ કરીએ.

આમીન.



**અમદાવાદમાં.**

રીચીરોડ ઉપર કાજીહુસેનની પોળમાં “ સમશેર
બાહાદુર ” છાપખાનામાં સવાઇભાઇ
રાયચંદે છાપ્યું.

# મુક્તિ ફોજ*

"જેણે આપણે માટે બલિદાન આપ્યું છે તેનામાં મુક્તિ છે."

સંસારપ્રપંચની મોહજાળમાં હજારો માણસો સપડાયેલાં છે. ઘણાંજ થોડાં માણસો ઇશ્વરી સત્તાને ઓળખી શકતા હશે. પવિત્રતાનો પંથ પકડયા સિવાય મુક્તિ મળી શકતી નથી. સંસાર પ્રપંચમાં થયેલાં પાપકર્મથી દરેક માણસ ઇશ્વરના મહા અપરાધી બને છે. અપરાધ—દોષથી છુટા થવું હોય, મુક્તિ મેળવવી હોય તો જગતને તારનાર ઇસુ ખ્રિસ્તની સમીપ જઇ પાપનો પસ્તાવો કરો. પ્રેમ અને શ્રદ્ધાશિવાય કોઇ પણ બાબત સાધ્ય થઇ શકતી નથી. ઇસુ ખ્રિસ્ત તરફ પ્રેમ અને શ્રદ્ધાથી નિહાળશો અને તેની સમીપ જઇ પાપનો પરિતાપ કરશો, તોજ તમારી આત્મોન્નતિ થશે. તમોને મુક્તિ મળશે. આત્મોન્નતિની પ્રત્યેક માણસને જરૂર છે, અને તે મેળવ્યા વિના કોઇ પણ માણસ પ્રભુ પાસે જઇ શકનાર નથી.

મુક્તિ મેળવવાનો વખત આજ છે. કાલ પર ભરોસો રાખતા નહીં. વખત દોડ્યો જાય છે તે ગયા પછી હાથ લાગતો નથી, દિવસે દિવસે જીંદગી ટુંકી થતી જાય છે, કોને માલુમ છે કે કાલે શું થશે? માટે જો તમારે તમારૂં ભલું કરવું હોય તો તારનાર ઇસુ સમીપ જઇ મુક્તિ મેળવવા વિલંબ કરશો નહીં.

— ❧ —